પ્રકાશન નં. : ૨૧૩

# ગુલશને અવલિયા



લેખક
ઈબ્રાહીમ અનવર



પ્રકાશન વિભાગ :



દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.–ઈન્ડિયા).
Ph. (02642) 257086 / Fax 257480

પ્રકાશન નં. । ૫૧૩

# ગુલશને અવલિયા



લેખક

ઈબ્રાહીમ અનવર




પ્રકાશન વિભાગ :



દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ, (GUJ.-INDIA).

કિતાબનું નામ : ગુલશને અવલિયા

લેખક : ઈબ્રાહીમ "અનવર"

આવૃત્તિ : બીજી

પ્રત : ૧૧૦૧

પ્રકાશન નં. : ૨૧૩

પ્રકાશન વર્ષ : ૧૪૩૫ / ૨૦૧૪

મૂલ્ય :



પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

# અનુક્રમણિકા

# બે બોલ

અલ્લાહ કરીમને જ સઘળા વખાણ છાજે છે, જે સકળ જગતના માલિક અને કર્તાહર્તા છે. દુરૂદો–સલામ હો અલ્લાહ–માલિકના આખરી નબી અને આપણા આકા હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર, આપની આલ–અવલાદ પર, વળી સઘળા અસ્હાબે કિરામ પર ને અલ્લાહ રહીમની રહમત હજો ઉલમાએ કિરામ અને અલ્લાહના વલીઓ પર.

આ પુસ્તક પ્રગટ થઈ રહયું છે તે બદલ અલ્લાહ–રહમાન–રહીમનો ઘણો ઘણો શુક્ર બજાવું છું. પાંચ–છ વર્ષ પહેલાં કેટલાક બુઝુર્ગોની જીવનરેખાઓ લખી હતી. પરદેશની સફરો અને વળી અવારનવાર નાદુરસ્ત રહેતી તબીઅતને લઈ આ કામ અધૂરું હતું. અલ્લાહ તઆલાએ અંતે એ મહદ્ અંશે પૂરું કરાવ્યું. મુજ ગુનેહગારના દિલને એથી શાંતિસંતોષ છે.

આ પુસ્તકમાં અવલિયાએ કિરામના ફૈઝભર્યા જીવનની વિગતો અને હકીકતો ટૂંકમાં છે, પણ એ દરેક રત્નકણિકામાં તવહીદ, મઅરિફત અને ઈશ્કે ઈલાહીના

અનોખા ઝબકાર દેખાશે, જે આપણા પાપી જીવન માટે રાહનુમા છે ને ભટકેલા જીવોને સીધી રાહ દેખાડે છે. એ સિદ્ધ મહાત્માઓથી પ્રગટ થયેલી કરામતો આપણા ઈમાન અને અકીદતમાં વધારો કરે છે, કે અલ્લાહ તઆલા પોતાના મકબૂલ બંદાઓ દ્વારા પોતાની કુદરત જાહેર ફરમાવતા હોય છે.

દીનના ગુઢાર્થોને આ મહાત્માઓએ સાચા અર્થમાં સમજી તેના પર ચીવટાઈથી અમલ કર્યો. તેઓ શ્વાસે શ્વાસે અલ્લાહની યાદ કરતા હોય છે. એ બરકતવંત લોકોનું જીવન માર્ગદર્શક દીવાદાંડી સમાન છે. આથી એ મહાપુરુષોનાં જીવન વૃત્તાંત, કરામાત ને વળી મલફૂઝાતનો શક્ય એટલો વધુ ને વધુ ફેલાવો કરવો આવશ્યક છે કે, આ રીતે બહુજન સમાજને અલ્લાહવાળાઓનો સંગ-સહવાસ મળે, જે રહમત રૂપ છે. મહા સદ્ભાગ્ય ને મોટી નેકી છે. શક્ય છે એ નેક બંદાઓના તુફેલમાં આપણો અંજામ પણ એ સદ્ભાગીઓ સાથે થઈ જાય. અલ્લાહ રહમાનથી આશા-તમન્ના તો એવી જ છે.

બુઝુર્ગો-આરિફો વિશેષતઃ શરીઅતની તાબેદારી બહુ ચીવટાઈથી કરતા હોય છે. સબબ શરીઅત અલ્લાહ-રહમાને મોકલીને અલ્લાહના માનવંત નબીઓ એને લાવ્યા. બુઝુર્ગોથી કશી કરામત જાહેર થાય તો ય એથી ફૂલાતા કે ગર્વ નથી કરતા.

એક બુઝુર્ગ મુસાફરીમાં હતા. નમાઝનો વખત થઈ ગયો. વુઝૂ કરવાનું હતું, એ માટે પાણીની જરૂરત હતી. કૂવામાં ડોલ નાખી કે પાણી કાઢીને વુઝૂ કરે. જોયું તો ડોલમાં પાણીના બદલે સોનાના ટુકડા આવેલા. એ બધું ઉસેટી દઈ અલ્લાહ તઆલાના દરબારે અરજ કરવા લાગ્યા કે, ઓ મારા રબ ! મારે આની જરૂર નથી, અત્યારે મારી નમાઝ જઈ રહી છે. નમાઝમાં વિલંબ થઈ રહયો છે. મારે તો પાણી જોઈએ છે કે વુઝૂ કરીને નમાઝ પઢું. ફરી દાણાપાણી દેનાર માલિકે પાણી દીધું. આ પરથી સ્પષ્ટ થશે કે તે માનવંતો નમાઝ માટે કેટલી કાળજી ને ચોકસાઈ–ચીવટાઈ રાખતા, અલ્લાહ તઆલાએ આપેલા હુકમો બજાવી લાવતા ને અલ્લાહે મના કરેલી બાબતોથી સાવચેતીપૂર્વક અળગા રહેતા.

આ મહાપુરુષો–આરિફોનાં કર્મ–વચન ને અહેવાલ કિતાબોમાં ભેગા કરવાનો હેતુ એ છે કે, એના ચિંતન–મનન દ્વારા આપણે સાચો રસ્તો પહેચાની–ઓળખી શકીએ. સાચી અને ખરી ખુશનસીબી તો હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સંસ્કાર કે સુન્નતની તાબેદારી પર અવલંબિત છે. સાચા સુખઆનંદ ને આફિયત સુન્નત તરીકાને અપનાવવાથી મળે. જે કોઈ ઈમાની, નબવી તરીકો ચીવટાઈથી અપનાવશે, ઈન્શાઅલ્લાહ તે રૂહાની કે આધ્યાત્મિક

પ્રગતિ સાથે શારીરિક તંદુરસ્તી પામશે. તેનું દિલ જીવંત બનશે. સમય બરબાદ કરનારી પ્રવૃત્તિઓથી તેમજ જીવનની કિંમતી ઘડીઓને વેડફાવી દેનારા મિત્રો સાથેની બેઠકઉઠકથી અળગા રહેવું જરૂરી છે. હઝરત કાઝી સનાઉલ્લાહ પાણીપતી (રહ.) લખે છે કે, ભૂંડા સાથી કરતાં એકાંત સારું ને એકાંત કરતાં નેક તથા સાલિહ મિત્રનો સહવાસ સારો. હદીસ શરીફમાં પણ બુરા સાથીથી અલ્લાહની પનાહ માંગવાનું સૂચવ્યું છે.

એક ફારસી કાવ્ય પંક્તિનો સાર છે કે, અલ્લાહના વલીઓનો ઘડીભરનો સાથસહવાસ ડોળડંભ વિનાની સો વર્ષની ઈબાદત કરતાં ઉત્તમ છે. આ કિતાબ એ પંક્તિના ભાવાર્થને યથાર્થ કરે છે, વાચકોના દિલમાં અલ્લાહ અને અલ્લાહના હબીબ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતની નાની શી ચિનગારી પેટાવે તો મારી આ નમ્ર મહેનત લેખે લાગી !

બુઝુર્ગોના જીવન–પ્રસંગો, તેમનાં અમૃત વચનો અને એ સિદ્ધ મહાત્માઓનાં રૂહાની ઓજસથી આપણને આપણી ક્ષતિઓ–એબો દેખાય આવશે. નફસ અને શયતાનના છળકપટોની જાણ થશે, ખોટા વિચારો–વલણો દૂર થઈ ઈલ્મ–મઅરિફતના નૂરથી દિલદિમાગ ઉજળાં થશે. અલ્લાહ જબ્બારે પોતાના મકબૂલ બંદાઓને કેવી કેવી શક્તિઓ–તસર્રુફાતથી નવાઝયા છે, તે જાણી ઈમાન

અને અકીદતમાં વૃદ્ધિ થશે, ઈન્શાઅલ્લાહ !

કિતાબના પ્રકાશનનો ખરો યશ તો દારુલ ઉલૂમના હરદિલ અઝીઝ મુહતમિમ હઝરત મવલાના ઈસ્માઈલ અહમદ મુનવ્વરી (દા.બ.)ને ઘટે છે. આ તકે એ માનવંતનો તથા પ્રકાશનના નાઝિમ સાહબ તથા પ્રેસ વિભાગના ઝિમ્મેદાર ભાઈઓનો આભાર માનું છું. સઘળી તવફીક બસ, અલ્લાહ રહમાન–રહીમને જ હાથ છે.

કલમ કુટિર,
કંથારિયા,
ભરૂચ.

કમતરીન
**ઈબ્રાહીમ 'અનવર'**
૧૦ ઝીલહજ્જ, ૧૪૧૪
હિ. (૨૧–૫–૧૯૯૪)



بسم الله الرحمن الرحيم

# શૈખ અહમદ કશ્શાશી

## (રહમતુલ્લાહિ અલયહ)

શરીઅત અને હકીકતની વિદ્યાઓમાં ઈમામ યાને અગ્રણી હતા. મઅરિફતની રહસ્યભરી વાતો કરતા ત્યારે કુર્આને અઝીઝની આયતો અને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસોથી અનેક દાખલા–દલીલો આપતા. જીવનમાં સુન્નત એટલે કે નબવી સંસ્કાર ચુસ્તપણે અપનાવેલા. ધનવાનોને ઘેર ન જતા. અલબત્ત, તેઓ આપની સેવામાં આવે તો બહુ હસતે ચહેરે અને ખુશી સાથે મુલાકાત આપતા. દરેક સાથે તેના સ્થાન–મરતબા મુજબ વર્તતા. મુલાકાત કે ઝિયારતે આવતા લોકોને વિદ્વતાથી સુંદર રીતે નેકી તરફ પ્રેરતા ને ગુનાહોથી બચવા સમજ આપતા. શૈખ ઈસા મગરિબી નામે વિદ્વાન કહે છે કે, હું જયારે ઈમામ કશ્શાશી (રહ.)ની મજલિસમાંથી ઉઠયો તો મને આ દુનિયા તદ્દન તુચ્છ લાગી ને મારો નફસ અતિ હીણ. જયારે ય આપની મજલિસમાં હું જતો, મારી આવી હાલત થઈ જતી.

પોતાને છુપાવવા માટે આપ, મદીના મુનવ્વરહમાં કબાડિયાની દુકાન કરતા. જૂનીપુરાણી, નકામી ભંગાર લાગતી ચીજો વેચતા. આવી વસ્તુઓને અરબીમાં 'કશ્શાશ કહે છે.

શૈખ અહમદ કશ્શાશી (રહ.)એ એકવાર ભાવાવેશમાં કાગળના ટુકડા પર આ મતલબનું લખાણ લખ્યું : યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! સલામ હો આપના પર. આપનો આ ઉમ્મતી આપની શફાઅતની આશા સેવે છે ને જન્નતે આપના સાથસહવાસની ખેવના કરે છે.

આ વાતને છ મહિના વીતી ગયા. ત્યાં સૈયિદ મુહમ્મદ બિન અલ્વી (રહ.)નો આપના પર પત્ર આવ્યો. પત્રમાં લખ્યું હતું કે અલ્લાહના રસૂલ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મને ઝિયારત નસીબ થઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે, અહમદ કશ્શાશીને મારા સલામ કહેજો ને મારી શફાઅતની તેમને ખુશખબરી આપજો !

બે દિવસ પછી સૈયિદ મુહમ્મદ બિન અલ્વીએ વળી કહાવ્યું કે, હુઝૂર શાફીએ મેહશર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મને બીજી વાર ઝિયારત નસીબ થઈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા કે અહમદ કશ્શાશીને મારા સલામ પહોંચાડો અને ખુશખબરી આપો કે તમે જન્નતુલ ફિરદૌસમાં મારો સાથસહવાસ પામશો.

શૈખ અહમદ કશ્શાશી (રહ.)ને અજબ કરામતો નસીબ થયેલી. શૈખ ઈબ્રાહીમ નામે સૂફી કહે છે કે એકવાર ઈમામ અહમદ કશ્શાશી (રહ.) મજલિસમાં એક હદીસ શરીફનું વિવરણ કરી રહયા હતા.

એ વખતે મજલિસમાં હું હાજર હતો. મારા મનમાં વિચાર આવ્યો કે અલ્લાહ તઆલા મને ત્રણ દીકરા આપશે તો દરેકનું નામ મુહમ્મદ રાખીશ. આ વિચાર આવ્યા પછી મને મનમાં ગૂંચવાડો થયો કે ત્રણેયનાં નામ સરખાં રાખીશ તો દરેક ઓળખાશે કઈ રીતે ? !

આપે મારા વિચારો અંતરચક્ષુથી જાણી લીધા. ફરમાવવા લાગ્યા, 'એ ત્રણમાંથી એકની અટક અબૂ સઈદ, બીજાની અબુલ હસન અને ત્રીજાની અબૂ તાહિર રખાશે.' વર્ષો પછી એવું જ બન્યું. મારે ત્રણ દીકરા થયા અને તેમનાં નામ–અટક મેં એ પ્રમાણે રાખ્યાં.

આપના પિતાજીને દુરૂદ શરીફ પઢવા–પઢાવવાનો એટલો ઉત્કટ શોખ હતો કે તેઓ મહેનતાણું આપીને લોકોને મસ્જિદમાં બેસાડતા, ને તેમને કહેતા કે તમે અહીં બેસીને અલ્લાહના રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ શરીફ પઢતા રહો.

આપના દાદા શૈખ અહમદ દુજાજી (રહ.) દુજાજહના

ખ્યાતનામ બુઝુર્ગ હતા. દુજાજહ, બયતુલ મુકદ્દસ પાસે આવેલું એક ગામ છે. ઈમામ શઅરાનીએ તબકાતમાં એમના જીવનની વાતો નોંધી છે.

રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન !



## શૈખ અબૂ તાહિર કુર્દી-મદની

### (રહમતુલ્લાહિ અલયહ)

અલ્લાહના વલીઓના સુંદર ગુણોથી આપ આભુષિત હતા. શાફિઈ ફિકહ હઝરત અલી તૂલવી (રહ.) પાસેથી શીખેલા, જ્યારે હદીસનો ઈલ્મ પોતાના પિતાજી પાસેથી. હરમૈન શરીફૈનમાં બહાર દેશોથી આવતા ઉલમા અને મશાયખથી પણ આપે ઘણો ફયઝ મેળવ્યો.

આપની મજલિસમાં એક વાર સૂફીઓ વિશે વાત નીકળી કે કેટલાક લોકો એ આબરૂવંત વર્ગની ટીકા કરતા હોય છે. આપે કહયું, 'સુફિયાએ કિરામની ટીકા કરતાં હું બહું ડરું છું. જો કે મારા કેટલાક માનવંત પૂર્વજોએ અમુક સૂફીઓ વિશે ટીકાટીપ્પણ કર્યા છે ખરાં, પણ મારાથી એવું થઈ શકે નહીં.'

એ પછી આપે આ ઘટના કહી : શૈખ યહ્યા શાવી નામે બુઝુર્ગને મારા પિતાજી સાથે કશો મતભેદ હતો. એની અસર

મારા પર પણ થઈ, અલ્લાહ પાકની મરજી કે થોડા દિવસ પછી શૈખ યહ્યા શાવી મૃત્યુ પામ્યા.

આ વાતને ઘણો વખત વીતી ગયો. સંજોગવશાત્ શૈખ શાવીને કબરમાંથી બહાર કાઢવાની જરૂર પડી. કબર ખોલવામાં આવી તો આટલા વર્ષો પછી ય તેમનો દેહ સાજો–સમો હતો. જાણે હમણાં જ સૂતા હોય ! શૈખ શાવી (રહ.) પ્રત્યે મનમાં દ્વેષ રાખ્યા બદલ મને પસ્તાવો થયો. મને થયું, કશા મતભેદને કારણે અલ્લાહવાળાઓ પ્રત્યે દ્વેષ રાખવો કે તેમની ટીકા કરવી ઠીક નથી. શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)એ આ વિશે એક આશ્ચર્યજનક વસિય્યત કરી છે.

એ પછી આપે ઈબ્ને અરબીની કિતાબ ફુતૂહાત કાઢી, જે હસ્તલિખિત હતી. ઈબ્ને અરબી (રહ.)એ પોતાને હાથે એ કિતાબ લખી હતી. એમાં હતું :

શૈખ અકબર કહે છે કે, મારે એક માણસ સાથે અદાવત હતી. એનું કારણ એ હતું કે તે શૈખ અબૂ મદયન મગરિબી (રહ.)ની ટીકા કર્યા કરતો અને તેમને મેણાટોણા મારતો હતો. જ્યારે મને શૈખ અબૂ મદયન (રહ.) પ્રત્યે બહુ માન અને તેમની બુઝુર્ગી વિશે પૂરું યકીન હતું. એક રાતે અલ્લાહના નબી હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં ખ્વાબમાં જોયા. આપ ફરમાવી રહયા હતા કે તમે ફલાણા માણસ પ્રત્યે શાને કીનોકપટ રાખો છો ? મેં અરજ કરી, 'યા

રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! એ માણસ શૈખ અબૂ મદયન મગરિબી પ્રત્યે અદાવત રાખે છે, જ્યારે મને તે માનવંત પ્રત્યે અકીદત છે ને તેમને બુઝુર્ગ માનું છું.'

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા, 'શું તે માણસ અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે દોસ્તી અને મુહબ્બત નથી રાખતો કે ?' મેં અરજ કરી, 'જી, યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! તે એવી દોસ્તી અને મુહબ્બત તો ધરાવે છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, 'તું અબૂ મદયન પ્રત્યેના કપટને કારણે તેનાથી અદાવત રાખે છે તો અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથેની તેની મુહબ્બતને કારણે તેની સાથે દોસ્તી કેમ નથી રાખતો ?'

શૈખ અકબર કહે છે કે, એ પછી હું ચેતી ગયો ને અલ્લાહ તઆલાની બારગાહમાં તે માણસ સાથેની દુશ્મનીથી તવબા કરી, હું તેના ઘરે ગયો ને તેની પાસે માફી માંગી અને બનેલી બધી હકીકત પણ તેને કહી સંભળાવી. વળી, કીમતી કપડું તેને ભેટ દીધું કે તે મારાથી રાજી થઇ જાય.

તે માણસ મારાથી રાજી થઇ ગયો. મેં તેને પૂછયું કે તમે

શૈખ અબૂ મદયનથી કેમ નારાજ છો ? તેણે કારણ જણાવ્યું. એ કારણ એવું મહત્ત્વનું ન હતું કે એને લઈને તે માનવંત પ્રત્યે કીનોકપટ રખાય. મેં તેને ખરી હકીકત સમજાવી તો તેણે પણ અલ્લાહ પાકની બારગાહમાં પસ્તાવો જતાવીને તવબા કરી. આ બધું હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુનિયામાં અવિરત જારી એવી બરકતનું પરિણામ હતું.

શૈખ અબૂ તાહિર કુર્દી (રહ.) હિ.સ. ૧૧૪૫માં રમઝાન મહિનામાં વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ હસન અજમી

## (રહમતુલ્લાહિ અલયહ)

હદીસના અગ્રગણ્ય આલિમ હતા. અનેકાનેક વિદ્યાઓ જાણતા. શૈખ ઈસા મગરિબી (રહ.)ના સહવાસમાં રહીને ફૈઝ મેળવેલો.

શૈખ અબૂ તાહિર નામે આપના શિષ્ય કહે છે કે, મારા શૈખ સૈયિદી હસન અજમી ખૂબસૂરત ન હતા. આપની આંખે સહેજ એબ પણ હતી. આમ છતાં આપ જ્યારે હદીસનો સબક

દેતા ત્યારે આપના ચહેરા પર ઓજસઅન્વાર દેખાતાં. એ વખતે આપ એટલા સુંદર દેખાતા કે ભાગ્યે જ કોઈ એટલો સુંદર હશે! અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસ : **નદ્દરલ્લાહુ અબ્દલ હદીસ** : અલ્લાહ તઆલા હદીસના ખિદમતગારોને તરોતાજા રાખે—નું આ જ રહસ્ય છે.

દર વર્ષે રજબ મહિનામાં મદીના મુનવ્વરહમાં ઝિયારત માટે આવતા અને મસ્જિદે નબવીમાં બેસીને 'સિહાહ સિત્તહ'માંથી કોઈ એક કિતાબનો ખતમ કરતા.

૧૧૧૩ હિજરીમાં તાઈફ મુકામે વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ અહમદ નખલી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપે અનેક મશાયખ અને શરીઅતના ઉચ્ચ કોટીના આલિમો પાસેથી ફૈઝ મેળવેલો. બચપણથી જ આપના દિલમાં ઈલ્મ અને ઉલમાની મુહબ્બત વસી હતી. વળી, હરહંમેશ કંઈ ને કંઈ નેકી કર્યા કરતા. નેકી કરવાની જાણે આપને આદત હતી.

આપના નેક પુત્ર શૈખ અબ્દુર્રહમાન નખલી કહે છે કે, મારા દાદાજીને ત્યાં દીકરા જીવતા રહેતા ન હતા. તેથી તેઓ બહુ ઉદાસ રહેતા. જ્યારે મારા પિતાજી શૈખ અહમદનો જન્મ થયો તો દાદાજી, અલ્લાહવાળાઓની સેવામાં જઈ જઇને દુઆ કરાવતા કે દીકરો જીવતો રહે. મારા પિતાજી કંઈક મોટા થયા તો એમને દર જુમ્આએ શૈખ તાજુદ્દીન સંભલી (રહ.)ની સેવામાં મોકલતા.

એક વાર ખાદિમ આપને લઈને શૈખ તાજુદ્દીનની સેવામાં ગયો તો શૈખ તાજુદ્દીને મારા દાદાજીને કહાવ્યું કે આ છોકરો તમારા સરખો નથી. ઉત્તમ અને ભાગ્યશાળી છે, પણ એની ઉંમર ઓછી છે.

સેવકે ઘરે આવીને મારા દાદાજીને હઝરત શૈખનો સંદેશો પહોંચાડયો તો દાદાજી બહુ ચિંતામાં પડી ગયા. તેમણે હઝરત શૈખની સેવામાં અરજ ગુજારી કે કંઈક કરો કે મારો દીકરો જીવતો રહે, આ છોકરાને મારી ઉંમર અપાવી દો, અલ્લાહ તઆલાની બારગાહમાં આપ સિફારિશ કરો કે મારો દીકરો લાંબું જીવે !

હઝરત શૈખ તાજુદ્દીન (રહ.) આ સાંભળી એકધ્યાન થયા. થોડીવાર પછી સેવકને ફરમાવ્યું; 'છોકરાના પિતાજીને કહો કે તમારી નિય્યત અલ્લાહની બારગાહમાં કબૂલ થઇ છે. તમે હવે આખિરતના સફરની તૈયારી કરો. આ માટે ત્રણ મહિનાની

મુદ્દત આપવામાં આવી છે.'

ખરે, શૈખ અહમદ અજમી (રહ.)ના પિતાજી ત્રણ માસના અરસામાં મૃત્યુ પામ્યા. જ્યારે શૈખ અહમદ અજમી (રહ.)ની ઉંમર નેવું વરસની થયેલી, લાખો લોકોએ આપના ઈલ્મ–અમલનો લાભ લીધો.

રહમતુલ્લાહિ અલયહ !



# સૈયિદ અબ્દુર્રહમાન ઇદરીસી

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ કામિલ વલી હતા. મિસર, સિરિયા, રોમ વગેરે દેશોનો પ્રવાસ કરતા કરતા હરમૈન–શરીફૈન પહોંચ્યા, ને એ પવિત્ર સ્થાનોમાં મુજાવિર તરીકે વરસો સુધી સેવા બજાવી. અલ્લાહના વલીઓની મુલાકાત અને ઝિયારત કાજ યમન પણ ગયેલા. કહેતા; 'યમનમાં ગણ્યા ગણાય નહીં એટલા વલીઓ છે, અલ્હમ્દુલિલ્લાહ !'

મક્કા શરીફના વસવાટ દરમિયાન એક વાર એવું બન્યું કે મક્કાનો શેરીફ આર્થિક સંકડામણમાં આવી પડયો. તેણે આપની ખિદમતમાં આવીને દુઆ કરવા વિનંતી કરી. થોડીવાર

વિચાર્યા પછી આપે એક ઘરની નિશાની બતાવી કહયું, કે એ ઘર ફલાણા મહોલ્લામાં છે. તમારા બયતુલ માલના અધિકારીને કહો કે એ ઘરમાં જઇ તમારી જરૂરત જેટલું ધન લઇ લો, બાકીનું ધન ત્યાં જ રહેવા દેજો.

અધિકારી વિના વિલંબે ગયો. જોયું તો નિશાની પ્રમાણેનું ઘર ત્યાં મોજૂદ હતું. ઘરમાં જઇને તેણે વીસ હજાર અશરફીઓ લીધી. ફરી ધનની પેટી બંધ કરી ઉપર સીલ મારી દીધી અને અશરફીઓ લઇ આપની સેવામાં હાજર થયો. આપે એ અશરફીઓ મક્કાના શેરીફને આપી દીધી કે જરૂરત હોય ત્યાં વાપરે.

થોડા દિવસ પછી શેરીફને થયું કે એ ઘરમાનું બધું ધન કાઢી લાવવું જોઇએ કે નાણાંની તંગી ઊભી ન થાય. બયતુલ માલના અધિકારીને લઇને તે જાતે પેલા મહોલ્લામાં ગયો, પણ જોયું તો એ ઘર ત્યાં ન હતું. બંને બહુ નવાઇ પામ્યા !

સૈયિદ ઇદરીસી (રહ.)ની સેવામાં આવીને તેઓ આનો ભેદ પૂછવા લાગ્યા. આપે કહયું; 'વાત એમ છે કે પડોશના દેશમાં એક ધનવાન ગુજરી ગયો. તેનો કોઇ વાલીવારસ ન હતો. મેં તસર્રુફથી એ ઘર મક્કા શરીફમાં ખસેડયું અને તમારી જરૂરત પૂરી થયા પછી તેને હતું ત્યાં મૂકી દીધું.'

સૈયિદ અબ્દુર્રહમાન ઇદરીસી (રહ.) એક વાર હઝરત

સૈયિદ અિહમદ બિન મલ્વાનની ઝિયારત માટે નીકળ્યા. રસ્તો લાંબો હતો. દરમિયાન સૈયિદ અિહમદે પોતાના એક સેવકને ખ્વાબમાં ખબર આપી કે સૈયિદ અબ્દુર્રહમાન આવી રહયા છે. તેઓ કાલે અહીં આવી પહોંચશે. તમે તેમને આવકાર આપજો, ને માનપાન સાચવજો.

સેવક શહેર બહાર આપના સ્વાગત માટે આવ્યો. ઘણી વાટ જોઈ, શોધ કરી, પણ આપ મળ્યા નહીં. નિરાશ થઈને તે રોઝા પર પાછો ફર્યો. જોયું તો સૈયિદ અબ્દુર્રહમાન ઈદરીસી (રહ.) રોઝામાં બેઠા હતા ! તે વિમાસણમાં પડયો; કારણ રોઝાનો દરવાજો તો બંધ હતો—દરવાજે તાળું હતું અને ચાવી એના પોતાના ખીસામાં હતી !

હિ. ૧૦૭૧ના ઝિલહજમાં વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત ખ્વાજા ઇલ્મુદ્દીન હાજી

**(રહમતુલ્લાહિ અલયહ)**

મર્દ બુઝુર્ગ હતા. દુનિયાના ત્યાગી અને સૌથી નિરાળા. મહેનત—મજૂરી કરીને ગુજરાન કરતા.

મક્કા શરીફ હજ માટે ગયા તો કુહાડી, દાતરડું ને ખુરપી સાથે જ હતાં. રસ્તામાં લાકડા કે ઘાસ કાપી વેચતા ને ગુજારો કરી લેતા; કોઈની પાસે કશું માંગતા નહીં. કોઇ ભેટસોગાત આપે તો તે ય કબૂલ ન કરતા. સામાન્ય લોકો પેઠે રહેતા. એટલી સાદગી અને સરળતાથી કે આટલા મોટા બુઝુર્ગ છે એવો કોઈને ખ્યાલ વટિક ન આવે. આપ સૈયિદ હતા, પણ લોકો સામે જાહેર ન કરતા, અતિ વિનમ્રતાથી રહેતા.

આલમખાં મેવાતી નામે હાકેમ આપનો મુરીદ હતો. તેણે અનેક વાર અરજ કરી કે હઝરત ! મખ્દૂમ માટે હું ઘર અને ખાનકાહ બનાવી આપું; પણ આપે એ અરજ મંજૂર ન કરી.

આપનો મકબરો નારનોલ શહેર બહાર રમ્ય સ્થળે છે.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ અલી પીરૂ

## (રહમતુલ્લાહિ અલયહ)

ગુજરાતના રહીસ હતા, તવહીદના મતવાલા. અગ્રણી સૂફી ઉલમામાં આપની ગણના થાય છે.

જાહેરી અને બાતિની વિદ્યાઓમાં નિપૂણ હતા. આપે અતિ

રસિક અને વિદ્વતાભરી કૃતિઓ લખી છે. આપની એક જાણીતી કૃતિ તફસીરે રહમાની છે, જે બહુ ટૂંકા અને મુદ્દાસરના વિવરણ સાથે કુર્આને પાકના હિદાયતભર્યા વિષયોથી આભુષિત છે. અવારિફ તથા કુસૂસુલ હકમના વિદ્વતાભર્યાં વિવરણો આપે લખ્યા છે. 'અવ્વલુત્તવહીદ' નામે આપનો એક અતિ પાકીઝા રિસાલો પણ છે.

હિજરી સન ૮૩૫માં આપ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ જલાલુદ્દીન માણેકપૂરી

## (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત ખ્વાજા હુસામુદ્દીન માણેકપૂરી (રહ.)ના માનવંત દાદાજી, કામિલ બુઝુર્ગ, આલિમ અને આબિદ હતા. અતિ સબર સાથે તકવાભર્યું જીવન ગુજારતા. કિતાબત કરીને ગુજરાન કરતા. સુંદર અક્ષરે કુર્આન પાક લખી દિલ્હી મોકલતા. કદિ વુઝૂ વિના કલમ હાથમાં પકડી નથી. ખ્વાજા બુઝુર્ગ હઝરત નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના ખલીફા હતા.

રહમતુલ્લાહિ અલયહ !

# શૈખ હુસામુદ્દીન માણેકપૂરી

## (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત ખ્વાજા નૂર કુત્બે આલમના મુરીદ અને ખલીફા છે. ખ્યાતનામ બુઝુર્ગ, શરીઅત અને તરીકતનો ઈલ્મ આપે બરાબર પચાવ્યો હતો.

'રફીકુલ આરિફીન' આપના અમૃત–વચનોનો સંગ્રહ છે. એમાં આપના કોઈ લાયક મુરીદે આપના બોધવચનો નોંધ્યા છે.

આપ ફરમાવે છે; 'મુરીદો પોતાના પીરો મુર્શિદ સાથે એવી મુશાબહત ધરાવે છે; જેમ કે કપડામાં લાગેલું થીંગડું. સાચો અને ખરો મુરીદ તે છે, જે પીરના કહયા પ્રમાણે ચાલે. તે સફેદ કપડામાં લાગેલા સફેદ થીંગડા જેવો છે, કે કપડું ધોવાથી તે ય ધોવાય જાય છે, ને એની સફેદી નીખરી આવે છે. એ રીતે સિલસિલા કે નિસ્બતનો જે ફૈઝ પીરને પહોંચે છે તેનો સુંદર લાભ એને પણ મળે છે; એ પણ ફૈઝયાબ થાય છે, ને સદ્ભાગ્ય પામે છે. હા, જે માણસ પોતાના પીરના કહ્યાસર ન ચાલે તે રસમ પૂરતો મુરીદ છે. તે સફેદ કપડામાં કાળા થીંગડા જેવો છે. જો કે પીરનો ફૈઝ એને ય પહોંચે છે, પણ એ ફૈઝથી એને લાભ થતો નથી. વળી, સદ્ભાગ્ય પણ ઓછું સાંપડે છે.'

સુલૂકને રસ્તે જનાર સાલિક ઝિક્ર કરવાથી આશિક બને છે, ને ફિક્ર કરવાથી આરિફ. અલ્લાહની બારગાહેથી ફૈઝ એકાએક પહોંચે છે; અલબત્ત દિલ જાગતું હોય તો. આથી ફૈઝની ઈચ્છા રાખનારે સતત રાહ જોવી કે ગેબના પરદામાંથી શું પ્રગટ થાય છે !

કોઈ માણસ કુતુબને દરજે પહોંચે તો ય તે કુર્આન પાકની તિલાવત છોડે નહીં. ઓછામાં ઓછો એક સીપારો તો રોજ પઢે જ !

ભાઈ ! તું એટલો બધો મીઠો ન બનજે કે તને માખીઓ ચૂંસી—ચાટી જાય !

દુરવેશ પાસે ચાર ચીજો હોવી જોઈએ : બે સાબિત, બે ભાંગેલી. દીન અને યકીન સાબિત હોય, પગ અને હૃદય ભાંગેલા !

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા રુકનુદ્દીન અબુલ ફત્હ

### (રહમતુલ્લાહિ અલયહ)

જાણીતા બુઝુર્ગ હઝરત શૈખ બહાઉદ્દીન ઝકરિય્યા મુલ્તાની (રહ.)ના પૌત્ર અને શૈખ સદરુદ્દીન (રહ.)ના બુઝુર્ગ પુત્ર છે.

હઝરત શૈખ બહાઉદ્દીન ઝકરિય્યા મુલ્તાની (રહ.)એ આપને પરભારા ખિલાફત આપેલી.

ફતાવા સૂફિયામાં આપના ઉચ્ચ અખ્લાક અને ઊંડા જ્ઞાન વિશે વિગતે ઉલ્લેખ છે. આ પુસ્તક આપના એક અતિ અકીદતમંદ એવા મુરીદે લખેલું. વળી, મજમઉલ અખ્બાર આપના મલ્ફૂઝાત : બોધવચનોનો સંગ્રહ છે.

આપ લખે છે; 'માણસ આ દુનિયામાં બહુધા બે રીતે ઓળખાય છે : શકલસૂરતથી અને સીરત એટલે કે ચારિત્ર્યથી. શકલસૂરતનું એટલું મહત્ત્વ નથી. મહત્ત્વ તો સદ્‌ગુણોનું અને ઉત્તમ ચારિત્ર્યનું છે.'

**ઇન્નલ્લા-હ લા યન્ઝુરુ ઇલા સુવરિકુમ અવ્ અઅ્‌માલિકુમ, વલા કિન યન્ઝુરુ ઇલા કુલૂબિકુમ :** અલ્લાહપાક તમારી શકલસૂરતને કે તમારી કરણીને નથી જોતા, તે તો તમારા હૃદયોને જૂએ છે. (મિશ્કાત શરીફ) જો દિલમાં ઈખ્લાસ છે તો કરણી પણ સ્વચ્છ અને વજનદાર બનશે. ચરિત્ર ઉત્તમ થશે. દિલની સફાઈનું વળી અધિક મહત્ત્વ છે. આપણી કરણી અને આપણા આ'માલ તેમ ચરિત્રનું ખરું રૂપ તો આખિરતમાં માલૂમ પડશે, કારણ ત્યાં દરેક વસ્તુની મૂળ હકીકત જાહેર થશે. અહીંની શકલસૂરત ત્યાં નહીં હોય. ત્યાં તો દરેક જણને-જેને એ પાત્ર હશે એવી સૂરત-એવા રૂપમાં ખડો કરવામાં આવશે. બલ્અમ બાઉરને-તેની ઘણી

ઈબાદત છતાં કૂતરાની સૂરતમાં ખડો કરવામાં આવશે. જોરજુલ્મ કરનાર પાપી પોતાને વરૂના રૂપે જોશે. એ રીતે ગર્વઘમંડ કરનાર પાપી પોતાને ચિત્તાના રૂપમાં. બખીલ એટલે કે કંજૂસ અને ધનનો લાલચુ સુવ્વર રૂપે. **ફ–ક–શફના અન્ક ગિતાઅ–ક ફ–બ–સરુકલ્ યવ્મ હદીદ:** હવે અમે તારી આંખો સામેના અંધારા દૂર કરી દીધાં તો તારી સતેજ આંખ આજે બધું જોઈ લેશે. (સૂરએ કાફ : ૨૨)

તો એ વખતે આંખોના પરદા હઠી જશે ને માણસ તેના આ'માલ અને હૃદયની કમાણી અનુસાર દેખા દેશે. માનવીનું હૃદય ભૂંડા વલણો અને અવગુણોથી પાકસાફ નહીં થાય તો તેની ગણના જાનવરો અને હિંસક પશુઓમાં થશે. તો હૃદયને અને નફસને સ્વચ્છ કરવાની પહેલી જરૂર છે. બંદો ત્યાં સુધી હૃદય અને મનની સ્વચ્છતા ને પાકીઝગી પ્રાપ્ત કરશે નહીં, જ્યાં સુધી તે અલ્લાહ તઆલાની બારગાહમાં એ માટેની યાચના નહીં કરે. તેની મદદ વિના કંઈ વળતું નથી. અલ્લાહ તઆલા સર્વશક્તિવાન છે, તેની બારગાહમાં ખૂબ કાકલૂદી કરે, રડે, આંસૂ વહાવે ને તેનાથી મદદ માંગે, જ્યાં સુધી અલ્લાહની મદદ સાંપડશે નહીં, નફસની પાકીઝગી મળશે નહીં.

બંદાને પોતાની આંખે પોતાની એબો દેખાય અને એનું અંતર, એનું બાતિન અલ્લાહ તઆલાની અઝમત ને તેની મહાનતાના અનવાર અને ફૈઝથી રોશન થાય તો માનજો કે

અલ્લાહ પાકની રહમતની એ નિશાની છે. આ દુનિયાની અને એની જાહોજલાલીની, એની ચમકદમકની મહત્તા એના દિલમાં વસતી નથી. એવું થાય છે ત્યારે દુનિયાવાળાઓના પાશવી ગુણો પ્રત્યે એને નફરત થાય છે અને એનામાં ફરિશ્તા જેવો સદ્‌ગુણો પ્રવેશે છે. જોરજુલમને બદલે દયા ને દરગુજરની વૃત્તિ, ક્રોધને બદલે સબરધીરજ, ગર્વને બદલે વિનમ્રતા, કંજૂસાઈને બદલે ઉદારતા—સખાવત, લોભલાલચને બદલે ત્યાગભાવના જેવી ખૂબીઓ એનામાં પ્રવેશે છે. આ સઘળી ખૂબીઓ આખિરતના તલબગારો માટે છે. જ્યારે કે હકના તલબગારોના ગુણો તો એથી ઉચ્ચ છે.

“મજમઉલ અખ્બાર”માં છે કે એક વાર અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.)એ હાજરજનોને કહ્યું કે, આજ સુધી મેં ન તો કોઈની સાથે નેકી કરી છે, ન બદી. લોકો નવાઈથી પૂછવા લાગ્યા, “માનવંત ! ખરે, બદી તો આપનાથી નથી થઈ, પણ નેકી વિશે આપ આવું કેમ કહેતા હશો ? આપે તો સૌની સાથે અગણિત નેકીઓ કરેલી છે.” આપે જવાબ દીધો : અલ્લાહ તઆલા ફરમાવે છે : **“મન્ અમિ–લ સાલિહન્ ફ–લિ નફસિહી વ મન્ અસા–અ ફ–અલય્હા** : જેણે સારાં કામો કર્યાં તે પોતાને માટે અને ભુંડા કામો કર્યાં તે ય એના માટે ! તો જે કશી નેકી કે બદી મારાથી થઈ તે ખરી રીતે તો મારા માટે જ હતી, બીજા માટે નહીં.”

(સૂરએ હા–મીમ સિજદહ : ૪૬)

બુઝુર્ગો તો કહે છે કે,

**ચૂં મીદાની હરાંચે કારી દિરવી,**
**આખિર બહમા હાલ નિકોકારી બેહ !**

જ્યારે કે તને ખબર છે, કે જેવું વાવીએ તેવું લણવાનું છે તો પછી હર હાલતમાં નેકીનું બીજ વાવવું જ સારું !

અક્કલવાનો માટે આટલી વાત પૂરતી નથી કે ?

શૈખ રુકનુદ્દીન અબુલ ફત્હ (રહ.) કહેતા, "તમારા અંગો– અવયવોની સંભાળ રાખો. જે કામોની શરીઅતે મનાઇ કરી છે તે કામોથી તમારાં અવયવોને દૂર રાખજો. નિરર્થક મજલિસો–બેઠકોથી પણ દૂર રહેજો. ખોટા કર્મ અને કથનથી ય. વળી, જે કામો, જે પ્રવૃત્તિઓ તને અલ્લાહથી અને તેની યાદથીય ગાફિલ કરી દે ને દુનિયામાં તારો જીવ પરોવી દે તેમની પાછળ તારું જીવન વેડફી ન નાખતો, નહિતર પસ્તાવું પડશે."

દિલ્હીના સુલતાન ગિયાસુદ્દીન તુગલકે મવલાના ઝહીરુદ્દીન લંગને પૂછયું કે, તમે શેખ રુકનુદ્દીનની કશી કરામત જોઇ છે ખરી ?

મવલાના ઝહીરુદ્દીન કહેવા લાગ્યા : "એક વાર એમ બન્યું કે, જુમ્આનો દિવસ હતો. હઝરત શૈખની સેવામાં લોકોની ભારે

ભીડ હતી. મને થયું, શૈખની પાસે લોકોને મોહવશ કરવાનો કોઇ અમલ કે મંત્ર છે. નહિતર, હું ય આલિમ છું. મારી પાસે લોકો કેમ આવતા નથી ? ! મેં નક્કી કર્યું કે કાલે સવારે હઝરત શૈખની સેવામાં જઇને પૂછું કે, હે શૈખ ! વુઝૂમાં કોગળા કરવાના હોય છે ને નાકમાં પાણી નાખવાનું તો એની પાછળ શી હિકમત હશે ?

રાતે હું સૂતો તો ખ્વાબમાં શું જોઉં છું કે હઝરત શૈખ મને હલવો ખવડાવી રહયા છે ! સવાર થઇ તો એ હલવાની મીઠાશ હજુ મોઢામાં હતી. આખો દિવસ એવું રહયું. મારું મન કહેવા લાગ્યું, જો આનું જ નામ કરામત હોય તો શયતાન પણ આ રીતે લોકોને ગુમરાહ નથી કરતો કે ? ! કાલે સવારે તો જરૂર હઝરત શૈખની ખિદમતમાં જાઉં ને આ વાત પૂછું.

સવારે હઝરત શૈખની સેવામાં હું હાજર થયો. હઝરતે મને જોતાં જ ફરમાવ્યું, "આવો, હું તમારી જ વાટ જોતો હતો." એ પછી આપ મારી સાથે વાતો કરવા લાગ્યા. વાત વાતમાં ફરમાવવા લાગ્યા, "જનાબત એટલે કે નાપાકી બે રીતની હોય છે. એક શરીરની અને બીજી દિલની. શરીરની જનાબત સ્ત્રીસંગથી થાય છે, જ્યારે દિલની જનાબત નાલાયકોના સંગથી થતી હોય છે. નાપાક થયેલું શરીર તો પાણીથી પાક થઇ જાય છે, પણ દિલની નાપાકી આંસુઓથી ધોવી પડે છે."

એ પછી આપ કહેવા લાગ્યા, "સામાન્ય રીતે પાણીના ત્રણ

ગુણ જોવાતા હોય છે : રંગ, વાસ અને સ્વાદ. આ ગુણો ઠીક હોય તો એ પાણી પાક છે. જનાબતને દૂર કરવા પાત્ર. વુઝૂમાં કોગળા કરવાથી પાણીનો સ્વાદ જણાય આવે ને નાકમાં પાણી નાખવાથી તેની વાસ કેવી છે તે માલૂમ પડે ! જો કે મૂળ આશય તો એ અવયવોને ચોખ્ખા કરવાનો છે.''

મવલાના ઝહીરુદ્દીન કહે છે કે, આ વાતો સાંભળીને મને તો પરસેવો છૂટી ગયો ! ખ્વાબમાં હલવો ખવડાવવા વિશેની મારી શંકા દૂર કરતાં હઝરત કહેવા લાગ્યા, ''મવલાના સાહેબ ! જેમ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સૂરતમાં શયતાન નથી આવી શકતો તેમ શૈખે હકીકીની સૂરતમાં પણ શયતાન દેખા નથી દેતો, કારણ કે શૈખ હકીકી, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પૂરેપૂરું અનુસરણ અને તાબેદારી કરતા હોય છે.''

પીરો–મુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની વફાત થઈ તો તે માનવંતના જનાઝાની નમાઝ શૈખ રુકનુદ્દીન (રહ.)એ પઢાવી. નમાઝ પછી કહેવા લાગ્યા, ''અલ્લાહે ત્રણ વર્ષ સુધી મને દિલ્હીમાં રહેવાની તવફીક દીધી એની પાછળ આ જ હિકમત હશે કે, મને આ નેઅમત મળે !'' થોડા વખત પછી આપ પોતાના વતન પાછા ફર્યા.

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા અહમદ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ મહા આરિફ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના પૌત્ર છે.

પીરો–મુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) ફવાઈદુલ ફુવાદમાં લખે છે કે, ખ્વાજા અહમદ ઘણા નેક અખ્લાકવાળા બુઝુર્ગ હતા.

પોતાનો અનુભવ વર્ણવતાં ખ્વાજા અહમદ કહે છે કે, મારા એક દોસ્તની એવી આદત હતી કે તે રોજ મગરિબની નમાઝ પછી બે રકા'ત નમાઝ નફલ ઈમાનની હિફાઝત માટે પઢયા કરતો. એ રીતે કે પહેલી રકાતમાં સૂરએ ફાતિહા પછી સાત વાર સૂરએ ઈખ્લાસ અને એક વાર સૂરએ ફલક. જ્યારે બીજી રકાતમાં સૂરએ ફાતિહા પછી સાત વાર સૂરએ ઈખ્લાસ અને એક વાર સૂરએ નાસ. આ નમાઝ પઢયા પછી સિજદામાં જઈ ત્રણ વાર આ દુઆ પઢતા : **યા હય્યુ યા કય્યુમુ સબ્બિત્‌ની અલલ્‌ ઇમાન** : યા હય્યુ યા કય્યુમ ! મને ઈમાન પર અડગ રાખજો !

એક વાર અમે અજમેર જઈ રહયા હતા. રસ્તો બહુ ખતરનાક હતો. સાંજ પડી. ઝાડીઓમાં ભરાયેલા ચોર–

ડાકૂઓ દેખાવા લાગ્યા. હું અને મારા બીજા સાથીઓ ફર્ઝ–સુન્નત અદા કરીને ઉતાવળે શહેર ભણી ચાલી નીકળ્યા, પણ એ દોસ્તે રોજના ક્રમ મુજબ નફલ નમાઝ પણ ન છોડી. નમાઝ પૂરી કરીને તે અમારી પાછળ પાછળ આવ્યા.

કુદરતનું કરવું કે મારા આ સદ્‌ભાગી દોસ્તનો આખરી વખત આવી લાગ્યો. એ વખતે અમે એમની પાસે જ હતા. અમે જોયું, તે એટલી સંતોષભરી રીતે આ દુનિયા છોડી જઇ રહ્યા હતા કે ભાગ્યે જ કોઈને આવી ખુશનસીબી મળતી હશે ! કિયામતના દિવસે જો મને કુરસીએ કઝા સામે રજૂ કરવામાં આવે તો હું ગવાહી આપું કે એ માણસ ઈમાનની સલામતી સાથે આવ્યો છે.

રહમતુલ્લાહિ અલયહ !



## મવલાના શુઅયબ

### (રહમતુલ્લાહિ અલયહ)

આલિમ, આમિલ અને સીરતે–સૂરતે ફરિશ્તા સમ હતા. વઅઝ કરવાની અને લોકોને બોધ આપવાની આપની ઢબ અનોખી ને અજોડ હતી. વઅઝ કહેતા અને કુર્આન પાક પઢતા તો રસ્તેથી પસાર થતો માણસ ઠરી જતો–ત્યાં જ ઊભો

થઈ જતો. વઅઝ સાંભળ્યા વિના ખસતો નહીં. ભલે, એના માથા પર લાકડાનો ભારો કે બીજું કાંઈ વજન હોય !

વઅઝ કહેતી વેળા કલામે પાકની આયતો અનુસાર ખુશખબર કે વઈદ પ્રમાણે આપના હાવભાવ બદલાઈ જતા. આપની વઅઝ એટલી અસરકારક અને દિલનશીં હતી કે સમાજના દરેક વર્ગના લોકો મોટી સંખ્યામાં હાજર થતા. એમાં શહેરના ઉલમા અને અમીર–ઉમરાવોનો પણ સમાવેશ થાય છે.

હિજરી ૯૩૨ માં આપ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મિયાં ગિયાસ

### (રહમતુલ્લાહિ અલયહ)

ગુજરાતના ઐતિહાસિક શહેર ભરૂચમાં રહેતા હતા. અલ્લાહના મકબૂલ અને ખાસ બંદા હતા. આપની શાનમાં હદીસ શરીફ : **ખયરુન્નાસ મંય્ યન્ફઉન્નાસ** : લોકોમાં સૌથી સારો તે છે, જે લોકોને લાભ પહોંચાડતો રહે–બરાબર બંધ બેસે છે.

કહે છે કે આપ, લોકોની જરૂરિયાતની દરેક ચીજવસ્તુ પોતાની પાસે સાચવી રાખતા, ને જરૂરતમંદોને ખેરાતમાં આપી દેતા. સોનુંચાંદી, કપડાં, ખાવાપીવાની ચીજો, દવાઓ, કિતાબો અને પ્રકાર પ્રકારનો સરસામાન. સાર એ કે એ સઘળું આપની પાસે મોજૂદ રહેતું. આપના અમલો પૈકી આ પણ એક ઉત્તમ અમલ હતો.

આપ આલિમ, પરહેઝગાર, શરીઅત તથા સુન્નતોના તાબેદાર બુઝુર્ગ હતા. લોકોપયોગી દરેક વસ્તુ હાજર કરી દેતા. આપની પાસે જાણે અગણિત ચીજોનો ભંડાર હોય ! કદાચ, આપની એ કરામત હતી.

આપનો મઝાર ભરૂચમાં કાળી આંબલી વિસ્તારમાં નવા ડેરા પાસે છે. આ સ્થળ નર્મદા નદીના કિનારા નજીક છે.

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા જુનૈદ હિસારી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ, ફરીદુલ હક–હઝરત શૈખ ફરીદુદ્દીન ગંજેશકર રહમતુલ્લાહિ અલયહના વંશમાંથી છે.

કામિલ બુઝુર્ગ હતા. જાહેરી અઝમતના ચિહ્નો પણ આપનામાં મોજૂદ હતાં. મોટી ઉંમર પામ્યા. એટલી ઝડપી ગતિએ કિતાબત કરતા કે એને કરામત જ કહેવાય ! ત્રણ દિવસમાં આખું કલામે પાક, અઅ્‌રાબ (ઝેર, ઝબર, પેશ) સાથે લખીને પૂરું કરતા. એ સિવાય પણ આપની અનેક કરામતો હતી.

તેમનો મઝાર હિસાર મુકામે છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ સલીમ ચિશ્તી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ પણ પીરો મુર્શિદ હઝરત ખ્વાજા ફરીદુદીન ગંજેશકર રહમતુલ્લાહિ અલયહના વંશજ છે. આપનો જન્મ હિજરી ૮૯૭ માં થયો હતો.

જુવાનીમાં સિપાહીઓ કે નોકરોના વેશમાં રહી રિયાઝત અને મુજાહિદાત કરતા. આ દિવસોમાં એકવાર સફરનો વિચાર આવતાં ૯૩૧ હિજરીમાં હરમૈન શરીફૈનની ઝિયારતે ગયા. અરબસ્તાન સાથે અન્ય દેશોનો ઘણો પ્રવાસ કર્યો. પ્રવાસમાં

બુઝુર્ગોના સહવાસમાં રહી ફૈઝ મેળવ્યો અને કમાલિય્યતને દરજે પહોંચ્યા. ફરી સિક્રી મુકામે આવ્યા. આપનાં પિતાજી તથા ભાઈ ભાંડુ અહીં રહેતા હતાં. તેઓ બહુધા અમીર–ઉમરાવોની નોકરીઓમાં હતા.

આપે સિક્રી નજીક એક પહાડની ગુફામાં એકાંતવાસ કર્યો, ને અલ્લાહ તઆલાની ઈબાદતમાં પરોવાયા. હરહંમેશ રોઝહદાર રહેતા. એટલે કે વૃદ્ધ થયા ત્યાં સુધી રોજ રોઝા રાખતા હતા. ઠંડે પાણીએ જ નહાતા. શિયાળામાં સખત શરદીના દિવસોમાં પણ પાતળાં વસ્ત્ર સિવાય કંઈ પહેરતા–ઓઢતા નહીં.

સિક્રીમાં સ્થાયી થયા પછી આપે નિકાહરૂપી સુન્નત અદા કરી. બાળબચ્ચાંય થયાં. લોકોપયોગી એવાં બાંધકામો : કૂવા, વાવ, તળાવ, મુસાફિરખાના વગેરે કરાવ્યાં.

શૈખે તરીકતને સ્થાને બીરાજીને આપ તલબગરાને રિયાઝત–મુજાહિદાની તા'લીમ દેતા. આપની સેવામાં આવતા લોકો આપનાં અજબ કશ્ફ–કરામતનું વર્ણન કરતા.

શાહ અકબરના મામા હેમૂએ આપને તકલીફ આપી. આ મહા બુઝુર્ગ પ્રત્યે હેમૂના વિચારો સારા ન હતા. આને કારણે સન ૯૬૨ માં આપ હરમૈન શરીફૈન જતા રહયા. જુદા જુદા સ્થળોની સફર કર્યા પછી સન ૯૭૬ માં આપ ફરી હિંદ પધાર્યા

ને સિક્રીમાં જ મુકામ કર્યો.

દિલ્હીના બાદશાહ જલાલુદ્દીન અકબરના દિલમાં આપના પ્રત્યે ઘણી જ અકીદત થઈ. શાહ અકબરને દીકરો ન હતો. પોતાનો ગાદીવારસ ન હોવાથી અકબર બહુ ગમગીન રહેતો. તેણે હઝરત શૈખને વિનંતી કરી કે મારા માનવંત! દુઆ ગુઝારો કે મારે ત્યાં દીકરો અવતરે. આપે બાદશાહની આ અરજ સ્વીકારી, અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ ગુઝારી.

અલ્લાહ—રહમાન—રહીમે આપની દુઆ કબૂલ ફરમાવી. શાહ અકબરને ત્યાં પુત્ર અવતર્યો. અકબરે પોતાના આ પુત્રનું નામ પીરો મુર્શિદ શૈખ સલીમ ચિશ્તી (રહ.)ના નામ પરથી સલીમ રાખ્યું. એટલું જ નહીં, શાહઝાદા સલીમને તા'લીમ અને તરબિય્યત માટે માનવંત શૈખની ખાનકાહમાં જ રાખ્યો. અકબરનો આ પુત્ર તે દિલ્હીનો બાદશાહ જહાંગીર!

શાહ અકબરને પીરો મુર્શિદ હઝરત શૈખ સલીમ ચિશ્તી (રહ.) તથા આપના ખાનદાન સાથે ઘણી જ અકીદત અને મુહબ્બત હતી.

શૈખ સલીમ ચિશ્તી (રહ.) હિજરી સન ૯૭૯ ના રમઝાન મહિનાની ૨૯ તારીખે એ'તિકાફની હાલતમાં આ ફાની દુનિયા છોડી ગયા.

આપની કબર પર અકબરે રોઝો અને રોઝા પાસે મસ્જિદ

બંધાવી, જે સ્થાપત્ય કળાના ઉત્તમ નમૂના સમ છે.

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા હમઝા ઘરસવી

### (રહમતુલ્લાહિ અલયહ)

શયખુલ ઈસ્લામ હઝરત બહાઉદ્દીન ઝકરિય્યા (રહ.)ના વંશજ છે. આપનો સિલસિલો સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.)ને મળે છે. પીરે બુઝુર્ગ–બરકત, નેઅમત અને કરામતવાળા હતા. હર ઘડી અલ્લાહની યાદમાં મગ્ન–મસ્ત રહેતા.

શરૂઆતમાં કોઈ બાદશાહને ત્યાં નોકરીસેવા કરતા હતા. એક રાતે શાહી મહેલની ચોકી કરી રહયા હતા. અચાનક દિલમાં વિચાર આવ્યો કે એવી હસ્તીની સેવા ઈબાદત કરવી જોઈએ જે મારી હિફાઝત કરે. જેની મારે હિફાઝત કરવી પડે એવાને ત્યાં શી નોકરી ? ! એ પછી ઘરબાર છોડીને ચાલી નીકળ્યા. હઝરત ખ્વાજા બુઝુર્ગ મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહની ઝિયારત માટે અજમેર પહોંચ્યા. ત્યાં દીવાના જેવો એક માણસ મળ્યો, તેની પાસેથી આપને નેઅમત મળી !

હઝરત શૈખ અહમદ મુજદ્દિદ (રહ.)ના સહવાસમાં પણ આપ રહેલા. એ પછી પોતાના વતન ઘરસૌ ગામે–કે જે નારનોલથી ત્રણે'ક ગાઉ દૂર છે–સ્થાયી થયા. જુમ્આની નમાઝ માટે ઘરસૌથી નારનોલ જતા. રસ્તામાંથી લાકડાં વીણી ભારી બાંધી લેતા, ને કોઈ ગરીબ–મિસ્કીન કે ફકીર નજરે પડતો તો તેને એ ભારી આપી દેતા.

આપ કહેતા, દુનિયા તો આગ જેવી છે. વસ્તુ પકાવવા પૂરતો એનો ઉપયોગ થાય કે ઠંડીમાં ગરમી મેળવીએ એટલી બસ છે. વધુ ભડકાવીએ તો નુકસાન કરે !

શૈખ હમઝા ૯૫૮ હિજરીમાં રબીઉલ આખરની ૨૫ મીએ મગરિબની નમાઝ પઢી રહયા હતા–બે રકા'ત પઢીને ત્રીજી રકા'તમાં હતા કે અલ્લાહને પ્યારા થઈ ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ હુસામુદ્દીન

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ ખ્વાજા બુઝુર્ગ હઝરત મુઈનુદ્દીન ચિશ્તી કુદ્દિસ સિર્રહૂના નાના દીકરા છે.

લોકો કહેતા કે આપ દુનિયાથી ગાયબ થઈ ગયા ને

અબ્દાલોના સહવાસમાં જતા રહયા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મવલાના શયખન

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ હાફિઝ હતા. સદા એકાંતવાસમાં રહેતા. આમ છતાં માણેકપૂર મુકામે ઘણા લોકો આપની ઝિયારત માટે આવતા. કોઈ ખાવા લાવતું તો એકાદ કોળિયો એમાંથી ખાઈ બીજું પાછું આપી દેતા. કોઈ ખેડૂત આપની પાસે આવતો તો તેને ખેતીવાડીની ખબર પૂછતા. ખેતી કેવી છે, બળદઢોર સારાંનરવાં છે, વગેરે. શૈખ હુસામુદ્દીન માણેકપૂરી કહે છે કે, મેં અરજ કરી, 'હઝરત ! આપ આ લોકોને આવું શાને પૂછતા હશો ?' કહેવા લાગ્યા, 'એ બિચારાઓને સુલૂક વિદ્યાની શી ખબર ? ઈલ્મની વાતો એ શું જાણે ? આ વાતો પૂછવાથી એ ખેડૂતોનું દિલ રાજી થાય, ને ઘરે જઈ સૌને કહેય ખરા કે અમારા શૈખ તો આ પૂછતા, તે પૂછતા !'

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા અબ્દુલ્લાહ શત્તારી

## (રહમતુલ્લાહિ અલયહ)

મહા શૈખ હઝરત શિહાબુદ્દીન સુહ્‌રવર્દી (રહ.)ના વંશમાંથી હતા. જાહેરી અને બાતિની એવી મોંઘી પૂંજીના લાયક ધણી. પોતાના જમાનાના કામિલ મુર્શિદ હતા. શત્તારિયા સિલસિલા અનુસાર રૂહાની તા'લીમ આપતા.

કહે છે કે, ચોક્કસ સમયે આપને ત્યાં નગારું વગાડીને જાહેરાત કરવામાં આવતી કે, જે કોઇ તલબગાર હોય, અહીં આવે, હું એને અલ્લાહનો રસ્તો દેખાડું !

આપે એક રિસાલો લખ્યો છે, જેમાં શત્તારિયા સિલસિલાનાં ઝિક્ર–શગ્લ અને મુરાકબાતનું વિગતે વર્ણન છે.

માંડુના કિલ્લામાં આપનો મઝાર છે.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ તકી

## (રહમતુલ્લાહિ અલયહ)

કડા–માણેકપૂરમાં રહેતા હતા. વણકરનું કામ કરતા.

અલ્લાહ તઆલાએ આપને તકવા, બરકત અને કરામત અર્પણ કરેલાં.

આપના નામ મુબારકનો વસીલો ઝેરી જાનવરો–કીટકોના ઝેરના ઉતાર માટે બહુ અસરકારક લેખાય છે, ખાસ કરીને સાપના ઝેરના ઉતાર માટે. આથી મદારીઓ અને સાપ પકડનારાઓમાં આપ ખાસ કરીને જાણીતા છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ અબુલ ફત્હ જોનપુરી

**(રહમતુલ્લાહિ અલયહ)**

આપના દાદા કાઝી અબ્દુલ મુક્તદિર (રહ.)એ આપને વસિય્યત કરેલી કે, હંમેશા દર્સ–તદરીસનું કામ કરતા રહેજો. આપે એ વસિય્યત પર બરાબર અમલ કર્યો. અસરકારક અને પ્રભાવશાળી વક્તા હતા. શુદ્ધ અને ચિત્તાકર્ષક વાણી બોલતા. અરબી ભાષામાંય આપે કસીદા–કાવ્યો લખ્યાં છે. ફારસીમાં પણ આપનાં કાવ્યો જોવા મળે છે. ફિકહ શાસ્ત્ર પ્રત્યે આપને ખાસ રુચિ હતી.

આપનો જન્મ ૭૭૨ હિજરીમાં થયો હતો અને ૧૩ રબીઉલ

અવ્વલ ૮૫૮ હિજરી ને જુમ્આને દિવસે આપ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ સલાહુદ્દીન દુરવેશ
### (રહમતુલ્લાહિ અલયહ)

આપ ઊંચા દરજાના બુઝુર્ગ છે.

હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ની પાસે રહેતા હતા. સુલતાન મુહમ્મદ તુગલક, અલ્લાહના વલીઓ સાથે અણછાજતી રીતે વર્તતો તેથી નારાજ થઇ રાજસત્તાની પરવા કર્યા વિના તેને ઠપકો આપતા.

એક વાર એક નવજવાન ઘોડે બેસીને ક્યાંક જઇ રહયો હતો. ઘોડો અત્યંત રૂપકડો અને તેજીલો હતો. એકાએક તે જુવાને વિના કારણે ઘોડાને કોરડો ફટકાર્યો, આથી ઘોડાના શરીર પર સોળ ઉઠયું. નવજુવાનની આવી તુમાખીથી આપ બહુ નારાજ થયા ને તેના ભણી ક્રોધભરી નજર કરી તો તે જુવાન ઘોડા પરથી ગબડી પડયો. લોકોએ જોયું કે કોરડાના ફટકાનું નિશાન આપના શરીર ઉપર પણ પડેલું છે !

આપની એક મુનાજાત બહુ લોકપ્રિય છે, જે મુનાજાતે શૈખ સલાહને નામે જાણીતી છે. એ મુનાજાતમાં એટલે કે અલ્લાહ તઆલાની ઝાતપાકનાં બહુ બહુ વખાણ વર્ણવતા એ કાવ્યમાં છે,

'ઓ અલ્લાહ ! તે ઘડીની હુરમતના સોગંદ કે જે ઘડીએ તેં આ સલાહ દુરવેશને 'સફેદ હાથી'ના નામે યાદ કર્યો. યા ઈલાહી ! તે ઘડીની હુરમતના સમ કે જે ઘડીએ તેં આ સલાહ દુરવેશને અમરોહા નજીક વડ નીચે સંદેશ મોકલ્યો કે, અલ્લાહ તઆલા તારા પર સલામ મોકલે છે.'

શૈખ સલાહુદ્દીન (રહ.)એ લખેલી મુનાજાતમાં આ પ્રકારની કાવ્યપંક્તિઓ છે.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મવલાના બદરૂદ્દીન ઇસ્હાક

### (રહમતુલ્લાહિ અલયહ)

પીરો મુર્શિદ હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના મુરીદ, ખલીફા અને જમાઇ હોઇ ત્યાગ, સંયમ, ફકીરી અને ઈશ્કે ઈલાહીમાં અજોડ હતા.

આપે દિલ્હીમાં ઈલ્મ હાસિલ કર્યો. રમુજી સ્વભાવ અને

હાજરજવાબીને લઈને તલબામાં આપ નોખા તરી આવતા. ઈલ્મ હાસિલ કર્યા પછી આપ બુખારા ભણી જવા નીકળ્યા. રસ્તામાં અજોધન આવ્યું. ત્યાં હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના રૂહાની કમાલાતની ખ્યાતિ સાંભળી. આપની ખિદમતમાં હાજર થયા, તો ખરેખર, હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના કમાલાત જોઈભાળી જાણે હોશ ખોઈ બેઠા !

એ પછી હઝરત ખ્વાજા સાહેબની સેવામાં રહી મુરીદ બન્યા. રૂહાનિય્યતની ઉચ્ચ તા'લીમ તરબિય્યત પામીને ખિલાફતરૂપી મહા પદ પામ્યા. હઝરત ખ્વાજા સાહેબે પોતાની દીકરીના નિકાહ પણ આપની સાથે કરી દીધા.

આપની આંખોમાંથી અલ્લાહના ઈશ્કને લઈ આંસુ વહ્યા કરતાં. એક દિવસ આ ઈશ્કનો એટલો સખત પ્રભાવ રહ્યો કે, સાંજની નમાઝ વખતે હઝરત પીરો મુર્શિદે આપને ઈમામત માટે કહયું ને આપે નમાઝ શરૂ કરી તો કિરઅતને બદલે આપની જીભે ઈશ્કભર્યા આ મતલબના શે'ર હતા :

ઓહ ! તારા વિરહના દર્દથી મારો આત્મા અતિ વિહ્‌વળ છે. આમ છતાં ઈશ્કના ઓ દાવેદાર ! ખંજન પક્ષીની જોડી કરતાં તો તું પ્રેમમાં પાછળ છે. તારા આ આક્રંદની શી વિસાત ! એ શે'ર કહેતા બેહોશ થઈ ગબડી પડયા.

પોતાના પીરો મુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના બોધવચનોનો આપે સંગ્રહ કર્યો છે. આ સંગ્રહનું નામ છે "અસરારુલ અવલિયા."

આપનો મઝાર અજોધનની જૂની જામિઅ મસ્જિદના પટાંગણમાં છે. આ સ્થળે જ આપ અલ્લાહની યાદમાં પરાવાયેલા રહેતા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત શૈખ હુસામુદ્દીન મુલ્તાની

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ, હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના ખલીફા છે. આપે માનવંત પૂર્વજોનો રસ્તો અપનાવ્યો હતો. ફકીરી અને તકવા–પરહેઝગારીમાં અગ્ર હતા. ખ્વાજા સાહેબે એક વાર ફરમાવેલું, 'દિલ્હી શહેર એમની વિલાયતમાં છે.'

એક વાર ખભે મુસલ્લો નાખી જઈ રહયા હતા. મુસલ્લો–નમાઝ પઢવા માટેનું પાથરણું–ખભેથી સરકીને નીચે પડી ગયું, તો એક માણસે તે ઉઠાવી લીધું ને આપના તરફ ધરીને અરજ કરી, 'ઓ શૈખ ! આપનો આ મુસલ્લો લો !' આપ કહેવા

લાગ્યા, 'ભાઈ, હું શૈખ નથી, એક ફકીર માત્ર છું.'

શરીઅતની વિદ્યામાં હિદાયા, બઝ્વી તેમ તરીકતવિદ્યામાં કુવ્વતુલ કુલૂબ તથા અહ્યાઉલ ઉલૂમ હરહંમેશ વાચનમાં રાખતા. ખાન–એ કા'બાની ઝિયારત કરીને પાછા ફર્યા તો હઝરત પીરો મુર્શિદ ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની સેવામાં હાજર થયા. એ વખતે હઝરત પીરો મુર્શિદે કહયું, 'જે કોઈ ખાન–એ કા'બાની ઝિયારતનું સદ્‌ભાગ્ય હાસિલ કરવા જાય તેણે હુઝૂર રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત માટે અલગ નિય્યત કરીને જવું જોઈએ કે ખાસ ઝિયારત કરવાનું સદ્‌ભાગ્ય મળે. એ ઝિયારત તુફૈલી ન હોય ! 'હઝરત મવલાના સાહેબે પીરો મુર્શિદનું આ કથન સાંભળ્યું તો મદીના મુનવ્વરહની ઝિયારતનો પાકો ઈરાદો કરી બીજે જ દિવસે મક્કા તથા મદીના શરીફની ઝિયારતો માટે રવાના થઈ ગયા !

આપને ખિલાફતની નેઅમત આપતી વખતે હઝરત પીરો મુર્શિદે હાથ મુબારક પોતાની લાંબી બાંયમાંથી બહાર કાઢી શહાદતની આંગળીથી આપના તરફ ઈશારો કરતાં કહયું, 'તર્કે દુનિયા, તર્કે દુનિયા, તર્કે દુનિયા !.... ઘણા ઘણા મુરીદો થાય એવી ખેવના ન રાખતા.'

માનવંત પીરો મુર્શિદની શિખામણ માથે ચડાવતાં આપે અરજ કરી, 'મારા મખ્દૂમ ! આપનો હુકમ હોય તો જંગલમાં

કોઈ નદીને કિનારે જઈ રહું. અહીં શહેરમાં કૂવાના પાણીથી વુઝૂ કરવામાં તસલ્લી નથી થતી.'

હઝરત પીરો મુર્શિદે ઉત્તર દીધો, 'ના, સામાન્ય લોકો રહે છે એમ શહેરમાં રહો. તમે બહાર જશો તો લોકોને ખબર પડતાં ત્યાં આવશે ને તમારી શાંતિમાં ખલલ–ભંગ પાડશે. કૂવાના પાણી વિશે તમે કહો છો, પણ એ વિશે ઉલમામાં જુદા જુદા મત છે. શરઅની દૃષ્ટિએ અલબત્ત, એમાં ગુંજાયશ ને અવકાશ છે.'

હઝરત પીરો મુર્શિદે એક વાર આપને બોધ દેતાં કહયું, 'દુરવેશો–ફકીરોમાં એક વર્ગ દર–દર ભટકનારો છે. ખરો દુરવેશ દર–દર ભટકતો નથી. એક ખૂણે અલ્લાહ પાકની યાદમાં પરોવાયેલો રહે છે, પણ એમાંય જો તે એવી આશા ને વિચાર રાખે કે મને આ કે તે ધનવાન પાસેથી કંઈ મળી જશે તો એવો દુરવેશ દંભી છે. એના કરતાં તો દર–દર ભટકનાર દુરવેશ સારો કે પોતે જેવો છે તેવો જ લોકો સામે પ્રગટ થાય છે. જ્યારે દંભી કે ડોળઘાલુ દુરવેશ દેખાય છે તો અલ્લાહ તઆલાની યાદમાં મશ્ગૂલ, પણ એનું મન ને બાતિન તો દર–દર ભટકતું હોય છે.'

દિલ્હીના સુલ્તાન મહમૂદ તુગલકે નવું શહેર વસાવવા દિલ્હીથી દોલતાબાદ ભણી લોકોને રવાના કરવા માંડયા એ દિવસોમાં હઝરત શૈખ હુસામુદ્દીન (રહ.) ગુજરાતમાં આવ્યા

ને ગુજરાતમાં જ આપની વફાત થઈ. પુરાતન શહેર પાટણમાં આપનો મઝાર છે.

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા કુત્બુદ્દીન મુનવ્વર
### (રહમતુલ્લાહિ અલયહ)

જાણીતા શૈખ બુર્હાનુદ્દીન હાંસવી (રહ.)ના નેક પુત્ર છે. પીરે બુઝુર્ગ ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના અગ્રગણ્ય ખલીફાઓમાં આપની ગણના થાય છે. અનેકવિધ કમાલાત ને કરામાતના ધણી હતા. લોકો સાથે બહુ હળતા—ભળતા નહીં.

સુલ્તાન મુહમ્મદ તુગલકે આપની સેવામાં એક દસ્તાવેજ મોકલ્યો. દસ્તાવેજમાં આપને થોડાંક ગામો ભેટ આપ્યાનું લખાણ હતું. આ દસ્તાવેજ જોઈ આપ કહેવા લાગ્યા, 'એક વાર એવું બનેલું કે સુલ્તાન નાસીરુદ્દીને હઝરત ખ્વાજા બુઝુર્ગ શૈખ ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ની ખિદમતમાં આ રીતે ગામો ભેટ આપ્યાં ને એ અંગેનો દસ્તાવેજ આપની સેવામાં મોકલ્યો તો આપે ફરમાવ્યું, 'અમારા બુઝુર્ગો આવી ભેટો કબૂલ કરતા ન હતા. આની આશા રાખનારા બીજા ઘણા છે, તેમને આપી દો અમને એ ન ખપે.' તો અમે તે માનવંતોના મુરીદ છીએ.

'અમારે ય તેમને રસ્તે ચાલવું જોઈએ. અમારે એ ગામોની ભેટ કે આવક જોઈતી નથી.' આમ કહીને હઝરત શૈખ કુત્બુદ્દીને એ દસ્તાવેજ બાદશાહને પાછો મોકલાવી દીધો.

એ રીતે સુલ્તાન મુહમ્મદ તુગલકે એક વાર એક લાખ સિક્કા આપની સેવામાં મોકલ્યા. આપે તેનો ય સ્વીકાર ન કર્યો. કહયું, 'નઉઝુબિલ્લાહ ! દુરવેશને હજારો સિક્કાનું શું કામ ? એને તો પેટ પૂરતું જોઈએ, બસ !'

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ ફખરુદ્દીન ઝરાદી

### (રહમતુલ્લાહિ અલયહ)

સુલ્તાનુલ મશાયખ ખ્વાજા નિઝામુદીન અવલિયા (રહ.)ના માનવંત ખલીફા છે. અત્યંત ઈલ્મવાન, પરહેઝગાર અને ઝવકો–શવકના નમૂના, દીની બાબતોના ભારે પારંગત અને મોભાદાર.

હઝરત પીરોમુર્શિદની વફાત પછી જમના નદીને કિનારે–જ્યાં અત્યારે ફિરોઝપુર વસેલું છે–આવીને રહ્યા ને અલ્લાહ પાકની યાદમાં પરોવાયા. ફરીબંદ બસ્નાલા નજીકના જંગલમાં

કે જ્યાં વાઘ વગેરે હિંસક પશુઓની વસતી બહુ હતી,–જતા રહયા, ને યાદે ઈલાહીમાં પરોવાયા.

ખ્વાજા બુઝુર્ગ હઝરત મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની ઝિયારત માટે અજમેર શરીફ ગયા. ફરી અજોધનમાં હઝરત બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ની ઝિયારતનું સદ્‌ભાગ્ય પણ પ્રાપ્ત કર્યું. બહુધા જંગલો અને વેરાન સ્થળોએ મુકામ કરતા. હરહંમેશ રોઝહદાર રહેતા. શૈખ નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.) કહેતા કે રૂહાનિય્યતનો જે મારગ અમે મહિને–બે મહિને કાપીએ તે શૈખ ફખરુદ્દીન ઝરાદી (રહ.) એકાદ કલાકમાં પાર કરી લે છે.

મુહમ્મદ તુગલકે જ્યારે પોતાની રાજધાની દિલ્હીથી દોલતાબાદ ખસેડી ત્યારે આપ પણ દોલતાબાદ ગયા. થોડા વખત પછી હરમૈન શરીફૈનની ઝિયારતોએ રવાના થયા. હજ–ઝિયારતથી ફારિગ થઈ ઈલ્મે હદીસની તહકીકમાં બગદાદ પહોંચ્યા ને ત્યાં આ નૂરવંત જ્ઞાન પ્રાપ્ત કર્યું.

બગદાદથી પોતાના વતન દિલ્હી આવી રહયા હતા ત્યારે નદીમાં હોડીને અકસ્માત નડયો. હોડી ડૂબી જવાથી આપ શહાદતનો મહા દરજો પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



# મવલાના અલીશાહ જાનદાર

## (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત શૈખ ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના મુરીદ હતા. આપે 'ખુલાસતુલ લતાઈફ' નામે એક પુસ્તક લખ્યું છે. એમાં એક સ્થળે પોતાનું જીવન સ્મરણ લખતાં કહે છે,

'મારા પીરો મુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન કુદ્દિસ સિર્રહુની મજલિસમાં હું હાજર થયો. આપ મુરાકબામાં હતા, અત્યંત અદબ અને ગંભીરતા સાથે. ખાનકાહ શરીફના વાતાવરણમાં અજબ શાંતિ હતી ! મેં જોયું તો માનવંત પીરો મુર્શિદની આંખો ખુલ્લી હતી, પણ હું નજીક હોવા છતાં મને ઓળખ્યો નહીં. પૂછયું, 'તમે કોણ છો ?' અત્યંત પ્રભાવિત થઈ હું પાછો જવા લાગ્યો. વાસ્તવમાં માનવંત હઝરતની આંખોમાં ઈશ્કે ઈલાહીના હેરતજનક ખુમાર અને મસ્તી હતાં, તેથી આપે મને ઓળખ્યો નહીં. હું કોરે ઊભો રહી ગયો તો થોડીવારે ફરમાવ્યું, 'ફકીરે અતિ આજેઝી સાથે દિલમાં ખ્યાલ રાખવો ઘટે કે પોતે અલ્લાહ તઆલાની હુઝૂરમાં બેઠો છે.' ફરી મારા ભણી સંબોધન કરતાં ફરમાવ્યું, 'તમે જાવ ને બીજા અસ્હાબ પાસે બેસો, હું મશ્ગૂલ છું.'

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા અઝીઝુદ્દીન સૂફી

## (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત ખ્વાજા બુઝુર્ગ બાબા ફરીદ (રહ.)ના નવાસા છે. કિતાબતની કળામાં બહુ પારંગત હતા. પોતાના પીરે તરીકત સુલ્તાનુલ અવલિયા હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)નાં અમૃતવચનો લખ્યાં છે. એ સંગ્રહનું નામ છે 'તોહફતુલ અબરાર વ કરામતુલ અખ્બાર.'

'પોતાનો જાત અનુભવ વર્ણવતાં આપ કહે છે કે, એક વાર હું મારા પીરો મુર્શિદની ખિદમતમાં હાજર થયો. જોયું તો આપ કિબ્લારૂખ બેઠા છે. નૂરવંત ચહેરો ને આંખો આસમાન ભણી—જમાલે ઈલાહીનાં દર્શનમાં બસ, એકધ્યાન ને ગરકાવ!

મને થયું કે આવા નાજુક સમયે મારે આવવું નો'તું જોઈતું. ન તો ઊભા રહેવાની હિંમત થતી'તી, ન પાછા ફરવા દિલ ચાહતું'તું. ઘડીભર તો અચંબા અને ભયમિશ્રિત લાગણીઓ સાથે હું ઊભો થઈ રહયો. કોઇ સેવક પણ ત્યાં ફરકતો નો'તો. એવામાં માનવંતને શરીરે ધ્રૂજારી આવી. પક્ષી થથરે છે એવી! ફરી માનવંત હઝરત સ્વાભાવિક હાલતમાં આવી ગયા. આંખો ચોળી મને પૂછયું, 'કોણ છો?' મેં અરજ કરી, 'હું સેવક અઝીઝ! આપની સેવામાં હાજર થયો છું.' આપે હેતથી મને આવકાર આપ્યો ને પાસે બેસાડયો.

રહમતુલ્લાહિ અલયહ!

# ખ્વાજા હુસૈન

## (રહમતુલ્લાહિ અલયહ)

પોતાના કાકાજી શૈખ મુઝફ્ફર (રહમતુલ્લાહિ અલયહ)ના મુરીદ અને ખલીફા હતા. દિલ્હીમાં ઈલ્મ હાસિલ કર્યો.

અલ્લાહના ઈશ્કની આગ હૃદયમાં સળગી તો દુરવેશી અપનાવી હિજાઝની પવિત્ર ભૂમિ ભણી ચાલી નીકળ્યા. હજથી પરવારી હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું. આ સઆદત કે સદ્ભાગ્ય—જે સઘળા મકસદો હલ થવાનો ઝરીઓ છે—પ્રાપ્ત કરીને પોતાના વતન પાછા ફર્યા.

આપ કહે છે કે, ભરયુવાનીમાં જ્યારે કે હું ઈલ્મ હાસિલ કરી રહયો હતો—અત્યંત પાપાચાર અને અવનતિના ખાડામાં પડેલો, બની ઈસ્રાઈલ પેઠે હવસ અને મનેચ્છાઓના જંગલોમાં ભટકી રહયો હતો. એવામાં હઝરત શૈખ મુઝફ્ફર (રહ.)એ હરમૈન શરીફૈન જવાની તૈયારી કરી તો આ નાચીઝ સેવકને ય સાથે લીધો. પાંચ વરસ સુધી રાતદિન મારી તરબિય્યત કરી. પ્રકાશ ન દેખી શકનારા ચામાચીડિયા જેવી, અંધારામાં અટવાયેલી મારી આંખોને મઆરિફ તેમ હકાઈકના જલ્વા દેખાડતા રહયા. જો કે હું અલ્પ કોઈ રીતે ય એને કાબેલ ન હતો, પણ જેમ અંબિયા અલયહિસ્સલામના જમાના નજીક

પેદા થનાર સદ્‌ભાગીઓ નૂરાની ફૈઝ પામ્યા તેમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુકામની નજીક રહેનારાઓ પણ કામિલ અસરો પામ્યા છે ને પામે છે એ વિશે શંકા નથી. કુર્બે ઝમાનીની પૂરી અસર છે, તેમ કુર્બે મકાનીની ય કામિલ અસર છે. તો આ તાસીરને લઈને મારામાં પણ કંઈક કાબેલિય્યત આવી. જે કાંઈ આ અલ્પજ્ઞ ખાદિમે જોયું—જાણ્યું તે આ હદીસ શરીફ સિવાય બીજી રીતે આટલા સુંદર રૂપે વર્ણવી શકાતું નથી.

"જે કાંઈ હું જાણું છું તે જો તમે જાણતા હોત તો તમે આનંદ—હાસ્ય ઓછાં કરી દેત ને રડત વધુ !"

ભાઈ ! તું તારા નફસ કે મનની ચોકી રાખજે. તારી મનેચ્છાઓનો ગુલામ ન બનીશ. હિંમતથી એમનો મુકાબલો કરજે. કામને ખુશનસીબી લેખજે અને તે કામ એ છે કે પોતાના હૃદયદ્વારનું રખોપું. જે સમય અલ્લાહ પાકની યાદમાં વીતે તે ઈસ્લામને અનુરૂપ લેખજે, અવયવોને નાના તેમ મોટા ગુનાહોથી પાકસાફ રાખજે. ફરી ફરી તવબા કરતો રહેજે. દરેક કામનું મૂળ તવબા છે. તવબાના મકામાતનો કોઈ અંત નથી. આંખ, નાક, કાન, હાથપગ અને જીભ વગેરેને પાપોથી બચાવીએ એ જ આપણા માટે અતિ મહત્ત્વનું બની રહેવું જોઈએ. જાગૃતિપૂર્વક એવી દેખભાળ રાખીએ કે કયો અવયવ આજે પાક—સ્વચ્છ રહયો ને કયો અવયવ પલીદ—ગંદો થયો,

તે વિશે સાચા હૃદયે તવબા કરી અલ્લાહ પાકની હુઝૂરમાં રજૂ થઈએ. જો તું પોતાને આ ફિકર–ચિંતામાં લાગેલો રાખે તો જાણે આખી દુનિયાની ઈબાદત તારે નામે લખાશે એમ માની લેજે. જાણે તું જગ જીત્યો !

આ જમાનામાં જે કોઈને હલાલનો કોળિયો ખાવાનું અને પોતાના અંગો–અવયવોને ગુનાહોથી પાક રાખવાનું નસીબ થાય તે જાણે આપણા જમાનાનો જુનૈદ છે ! આજે જે માણસ હુઝૂર પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ બતાવેલા સિરાતે શરીઅત પર અડગતાથી–સાબિતકદમીથી ચાલતો રહે તો કાલે સિરાતે હકીકી પરથી ય સલામતી સાથે પસાર થઈ જશે અને જે કોઈ શરીઅત પર ચાલવામાં ઉણો રહયો, ગોથું ખાઈ ગયો તે નિઃશક ત્યાં ય ગોથું ખાશે.

**દોઝખો જન્નત અઝી જા મી બરંદ,**

**રાહતો મેહનત અઝી જા મી બરંદ !**

(લોકો જન્નત કે દોઝખ, રાહત કે અઝાબ આ દુનિયામાંથી જ પોતાની સાથે લઈ જતા હોય છે.)

તો બનતી બધી જ કોશિશે શરીઅતની હદ ન તોડજે, શરીઅત પર હિંમતભેર અડગ અને અજય રહેજે. અઠંગ રહેજે, કે તને જાહેરી અને બાતિની સઆદત–ખુશનસીબી મળે.

ઓહ ! આ જીવન તો ફિસ્ક–ફુજૂરમાં ગુનાહો અને

વાહિયાત કામોમાં વીત્યું, આખી ઉંમર એવી બે રકા'ત નમાઝ નસીબ ન થઈ, જે રબ્બે કરીમની બારગાહમાં પસંદ કરવામાં આવે ! રોઝહનો એક દિવસ કે જેને સાચા અર્થમાં રોઝહ કહેવાય, જિંદગીને નસીબ ન થયો. સવારે ઉઠયા તો મુસલમાન સ્વરૂપે, પણ આખો દિવસ પાપાચારમાં પસાર કર્યો ને સૂતી વખતે ઈસ્લામ લઈ આવ્યા–તવબા કરી ! આપણો તો આ રોજનો ક્રમ રહયો !

કવિ કહે છે કે, ફિસ્કસ્ત વ ફુજૂર કારે હદ રોઝએ મા... પાપાચાર ને ભૂંડા કામો કરવાં એ તો અમારો રોજનો ધંધો છે. અમારી ખાણીપીણી બધું ય ખોટા રસ્તાનું. અરે, અમારી ઈબાદત–બંદગી, નમાઝરોઝા એવાં છે કે જેને જોઈને જમાનો હસે છે, જીવન બીચારું રડે છે !

અફસોસ ! આજે સાચી ઈબાદત અને બંદગી નથી થતી ને એનો ગમ–એની ચિંતા પણ આપણને નસીબ નથી થતા ! હર વખત ઈમાનની સંભાળ રાખીને કલિમ–એ શહાદતને ન ભૂલીએ. જીવનના આખરી શ્વાસ કલિમહ સાથે પૂરા થાય ને કલિમહ સાથે દમ નીકળે તો મેદાન ફતેહ થયું માનો !

**દર મજલિસે વસાલત ખુમ્હા કશંદ મર્દા,**
**ચૂં દોરે ખુસરૂ આયદ મી દર સબૂ નમાનદ !**

(તારી ઈશ્કભરી મજલિસમાં લોકો જામ પર જામ પીએ

છે, પણ જ્યારે ખુશરૂનો વારો આવે છે ત્યારે જામ મદીરાથી ખાલી હોય છે.)

લાગે છે, કે જીવન પૂરું થવા આવ્યું છે, ઈકોતેર વર્ષ વીતી ગયાં. હવે વધારે મોહલત મળે એવું લાગતું નથી. એક અઝીઝ દોસ્ત છે—જે પોતાની મશગૂલી હોય કે ફરાગત—જે વખતે ય યાદ આવે, પોતાના શૈખની મુહબ્બતમાં આ ગરીબ—નફસે અમ્મારહના જૂના કેદી માટે ઈમાન અને સલામતીની તથા ખયરો—આફિય્યતની દુઆ કરતા રહે છે. અલ્લાહ તઆલા એમને બેહતરીન અજરથી નવાઝે, આમીન !

રહમતુલ્લાહિ અલયહ !



# શાહ મિયાં જિયો

## (રહમતુલ્લાહિ અલયહ)

જાણીતા બુઝુર્ગ સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ રહમતુલ્લાહિ અલયહના, એક વાસ્તાથી મુરીદ છે. કામિલ દુરવેશ હતા. તે જમાનામાં માંડું વિસ્તારના અગ્રગણ્ય વલી લેખાતા.

રજબ મહિનાની શરૂઆતથી લઈને છેક આશુરા—દસમી મુહર્રમ સુધી એ'તિકાફમાં બેસતા. જ્યાં એ'તિકાફમાં બેસતા

તે ઓરડાનો દરવાજો પથ્થરો વડે બંધ કરાવી દેતા. આ રીતે છ મહિના સુધી ખોરાક વિના, થોડાક પાણી પર ગુજારો કરતા!

આશૂરાનો દિવસ આવતો ને આપ ઓરડા—હુજરામાંથી બહાર આવવાની તૈયારી કરતા ત્યારે બહારના લોકોને હુજરામાંથી મોટે અવાજે જણાવી દેતા કે અત્યારે અહીંથી ચાલ્યા જાવ. કેમ કે જલાલભરી નજરનો તાપ તમારાથી વેઠાશે નહીં, જેથી લોકો ત્યાંથી ખસી જતા.

એક વાર એવું બન્યું કે એક માણસ આ સૂચનાની અવગણના કરીને ત્યાં બેસી રહયો. તેના પર આપની નજર પડી તો જલાલની અસરથી તે બેહોશ થઈ ગબડી પડયો. આખો દિવસ બેહોશ રહયો. કહે છે કે, આવું તો અનેકવાર બનતું.

રહમતુલ્લાહિ અલયહ!



# શૈખ સઅદુદ્દીન ખયરાબાદી

## (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત શૈખ મીનાના મુરીદ, મહા આલિમ એવા બુઝુર્ગ હતા. શરીઅતની હદોની અને તરીકતના અદબોની હરહમેશ સાચવણી રાખતા. પોતાના પીરોમુર્શિદની પેઠે મુજર્રદ રહયા.

નિકાહ ન કર્યા. વ્યાકરણશાસ્ત્ર, ફિકહશાસ્ત્ર અને વકતૃત્વ કળા વિષયનાં આપે અનેક પુસ્તકો લખ્યાં. જેમ કે, શરહે મિસ્બાહ, કાફિયહ, હિસામી અને બઝ્વી વગેરે. 'ખઝાનએ જલાલી'ની ઢબે રિસાલએ મક્કીય્યહનું વિવરણ પણ લખ્યું છે. મજમઉલ મસાલિકમાં આપે પોતાના પીરોમુર્શિદના જીવનપ્રસંગો નોંધ્યા છે.

રહમતુલ્લાહિ અલયહ !



# સૈયિદ યૂસુફ બિન સૈયિદ જમાલ હુસયની

(રહમતુલ્લાહિ અલયહ)

આપના બાપદાદા પોતાના મૂળ વતન મશહદથી મુલ્તાન આવેલા. જયારે આપ સુલ્તાન ફિરોઝશાહ તુગલકના જમાનામાં ફોજી વરદીમાં મુલ્તાનથી દિલ્હી આવ્યા.

સુલ્તાને આપની બુઝુર્ગી અને બુદ્ધિમતા જોઈને આપને ઈલ્મી સેવામાં રોકયા. બાદશાહે હવઝે અલાઈ પર એક મદ્રસો બંધાવ્યો હતો, ત્યાં વરસો સુધી ઈલ્મી સેવાઓ આપતા રહયા.

આપને દર જુમ્અહની રાતે ખ્વાબમાં હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત નસીબ થતી હતી.

આપે કાઝી નસીરુદ્દીન બયઝાવીની જાણીતી કિતાબ લુબ્બુલ લુબાબ ફી ઈલ્મુલ અઅરાબની લાંબી એવી વિદ્વતાપૂર્ણ શરહ લખી છે, એનું નામ છે 'યૂસુફી.' વળી, આપની એક શરહનું નામ છે 'તવજીહુલ કલામ.'

મવલાના જલાલુદ્દીન રૂમી જેવા વિદ્વાન ઉસ્તાદના આપ શાગિર્દ હતા. આપનો મઝાર દિલ્હીમાં 'હવઝે ખાસ' મુકામે છે. લગભગ ૭૯૦ હિજરીમાં આપ અલ્લાહને પ્યારા થયા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ નૂરુલ હક વદ્દીન

### (રહમતુલ્લાહિ અલયહ)

શૈખ નૂર કુત્બે આલમના નામે પણ જાણીતા છે. હઝરત અલાઉલહક (રહ.)ના દીકરા, મુરીદ અને ખલીફા છે. ઈશ્ક–મુહબ્બત, તસર્રુફ અને કરામાતવાળા બુઝુર્ગ હતા.

હઝરત શૈખ અલાઉલહકે આપને વિદાય કર્યા તો શિખામણ દેતાં ફરમાવ્યું,

"સખાવત અને ઉદારતા દાખવવામાં સૂરજ સમ બની રહેજો.

સૂરજ સારાં—નરસાં, નાનામોટાં સૌને પોતાના પ્રકાશ અને ગરમી દેતો હોય છે. વિનમ્રતા ને તવાઝોઅ્ પાણી જેવી રાખજો, જ્યારે સહનશીલતામાં ધરતી જેવા બનીને લોકોની જફા સહન કરતા રહેજો !

આપના પત્રો મુહબ્બતની મીઠાશથી ભર્યા ભર્યા છે. હિજ્રી સન ૮૧૩ માં આપ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મુહમ્મદ બિન અખમીની
### (રહમતુલ્લાહિ અલયહ)

મહા આરિફ હતા. એક વાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા. શું જૂએ છે કે પોતે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં ઊભા છે, ને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એમને રોટી આપી રહયા છે. એમણે અદબપૂર્વક રોટી લીધી ને થોડીક ખાધી. બાકીની રોટી એમણે પોતાની પાસે રાખી મૂકી. ઊંઘમાંથી ઉઠયા તો વધેલી રોટી પાસે પડેલી હતી !

એ માનવંત કહેતા કે, દુનિયાની દરેક ચીજ અલ્લાહનો ઝિક્ર કરે છે. અલ્લાહ પાકે મને સઘળી ચીજવસ્તુઓના ઝિક્રની

હકીકત બતાવી છે. એટલે સુધી કે ઝાડપાન, કંકર પથ્થરને ય ઝિક્ર કરતાં મેં જોયાં. તેમનો ઝિક્ર સાંભળ્યો. સૌનો ઝિક્ર જુદો જુદો છે.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત મુહમ્મદ બિન ઉમર વાસિતી

## (રહમતુલ્લાહિ અલયહ)

અગ્રગણ્ય અવલિયાએ કિરામમાં આપની ગણના થાય છે. શાફિઈ છે. લાભકારી એવી અનેક કિતાબો આપે લખી. આપને હાથે ઘણી કરામતો જાહેર થયેલી. એક વાર રાતે બધા દીવા ઓલવીને આપ સૂઈ ગયા. મધરાતે કંઈક જરૂરતને લઈને ઉઠયા તો બધા દીવા આપોઆપ ચેતી ગયા ! ઘરમાં અજવાળું થઈ રહયું !

શઅબાન ૮૪૯ હિજરીમાં આપની વફાત થઈ. વાસિત મુકામે પોતાની જુમ્આ મસ્જિદમાં દફન કરવામાં આવ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત મુહમ્મદ બિન અહમદ ફરગલ

## (રહમતુલ્લાહિ અલયહ)

સુઅબહ ગામના રહીશ, અજોડ સૂફી હતા.

એકવાર આપની પાસે એક પાદરી આવ્યો. તેણે તડબૂચ ખાવાની ઈચ્છા જતાવી. એ દિવસોમાં તડબૂચની મોસમ ન હતી. આપ પોતાના હુજરામાં જઇ અંતરધ્યાન થઇ ગયા. થોડીવારે બહાર આવી પાદરીની સામે તડબૂચ મૂકી દીધું. ફરી કહેવા લાગ્યા, 'મારા પરવરદિગારની ઈઝઝતના સોગંદ ! કોહે કાફની પાછળના ભાગેથી એ મળ્યું.'

એક દુરવેશ આપની પાસે બેસી કુર્આને પાક પઢી રહયો હતો. તેણે પઢવામાં કંઈક ભૂલ કરી. આપ કહેવા લાગ્યા, 'ભાઈ, તમારી ભૂલ થઇ છે.' તેણે અરજ કરી, 'મારા માનવંત ! આપ તો હાફિઝ નથી. મારાથી ભૂલ થઇ એ કેમ કરી આપે જાણ્યું ?'

આપે કહયું, 'તમારા તિલાવતથી હું એક નૂર જોતો હતો, જે સતત આકાશ તરફ જઇ રહયું હતું. એકાએક તે કપાઇ ગયું, નૂરનો તંતુ તૂટી ગયેલો જણાયો. હું સમજી ગયો કે તમે કુર્આને અઝીઝ પઢવામાં કશી ભૂલ કરી છે.'

અલ્લામા મુનાદી લખે છે કે, મુહમ્મદ બિન અહમદનું નામ

મુહમ્મદ સમીઈ સઈદી છે. પ્રખ્યાત મજઝૂબ અને મહા સૂફી બુઝુર્ગ છે. આપની ગણી ગણાય નહીં એટલી કરામતો છે.

હિજરી ૮૬૦ માં સઈદ મુકામે આપની વફાત થઈ. અબૂતેજ મુકામે આપની ખાનકાહમાં દફન થયા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મુહમ્મદ બિન હમઝહ

### (રહમતુલ્લાહિ અલયહ)

સુલ્તાન મુહમ્મદ ફાતિહના જમાનામાં થઈ ગયેલા જાણીતા વલી છે. આપનો જન્મ સિરિયાના ઐતિહાસિક શહેર દમિશ્કમાં થયો હતો. જોઆક શમ્સુદીન નામે પ્રખ્યાત થયેલા. આપે અનેક પ્રકારના ઈલ્મ પ્રાપ્ત કર્યા હતા. રૂહના તબીબ હતા તેમ દેહના ય તબીબ હતા. તિબ્બ કે વૈદકશાસ્ત્રમાં આપે અનેક પુસ્તકો લખ્યાં.

રૂહાનિય્યતમાં આપને એટલું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયેલું કે, જંગલ–વગડાની જડીબૂટીઓ આપને પોકાર કરી કરીને કહેતી કે હું ફલાણી બીમારી માટે ખપની છું, મારો ઉપયોગ કરો. સાર એ કે જડીબૂટીઓની જાણકારી અને તેના ઉપયોગમાં મહા

નિપૂણ હતા.

કહે છે કે આપની દુઆઓની બરકતથી પ્રખ્યાત બંદર કોન્સ્ટેનટીનોપલ જીતાયેલું. તવારીખમાં છે કે, જાણીતા સહાબી હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)ની કબર મુબારક કોન્સ્ટેનટીનોપલના શહેરના કોટના બહારના ભાગે દીવાલને અડીને આવેલી હતી. જમાનાના વહેણ સાથે કબરની નિશાની ઝાડીઝાંખરાં અને માટી વગેરેથી ઢંકાઇ ગયેલી. કબરની જગા નક્કી કરવા આપને અરજ કરવામાં આવી. કિલ્લાની ચોતરફ કબર તલાશ કરતાં એક સ્થળે આપ થોભી ગયા. ફરી કહેવા લાગ્યા, "આ જગાએ હું એક નૂર જોઇ રહયો છું. હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)ની કબર મુબારક કદાચ અહીં જ છે. એ જગાએ ઘણીવાર સુધી આપ મુરાકબામાં બેસી રહયા.

મુરાકબામાંથી ઊભા થઇ કહયું, 'હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)ની રૂહ મુબારકે મારી રૂહનો સંપર્ક કર્યો, આ શહેરના ભવ્ય વિજય બદલ તે માનવંત, સુલ્તાનને મુબારકબાદ આપે છે, ને ફરમાવે છે, કે અલ્લાહ તઆલાએ તમારી કોશિશોને કબૂલ ફરમાવી છે.'

સુલ્તાન મુહમ્મદને આ વાતની ખબર થઇ તો તે આ જગાએ હાજર થયો. તેણે અરજ કરી, 'મહાન સહાબી હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)ની કબર મુબારકની જગા આપે

બતાવી છે, એને હું સાચી તો માનું છું, પણ કશી નિશાની બતાવો તો દિલને સંતોષ થાય.'

હઝરત ઘણી વાર મુરાકબામાં રહયા. ફરી કહયું કે, 'કબરના સિરાણા ભણીથી બે હાથ છેટે ખોદો. જમીનમાંથી એક પથ્થર નીકળશે. એના પર ઈબરાની ભાષામાં લખાણ કોતરેલું છે.'

ખોદકામ કરવામાં આવ્યું તો જમીનમાંથી ખરેખર, એક સફેદ પથ્થર નીકળ્યો. એના પરનું લખાણ ઉકેલવામાં આવ્યું તો સુલ્તાન એવો તો અવાક થઈ ગયો કે જાણે હમણા બેહોશ થઈ ગબડી પડશે.

હઝરત મુહમ્મદ બિન હમઝહ (રહ.) શકાઈકે નુઅમાનિયા મુકામે ગુજરી ગયા ને ત્યાં જ દફન થયા. સુલ્તાને આપના મઝાર પાસે જામિઅ મસ્જિદ બંધાવી.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ ઇબ્ને અલી અલ્વી

### (રહમતુલ્લાહિ અલયહ)

ઈલ્મ–અમલ અને વિલાયતના ઈમામ હતા. ઊંચી ટેકરી પર આપનો મુકામ હતો, ત્યાં ઈબાદત કર્યા કરતા.

આપને હાથે અનેક કરામતો જાહેર થયેલી. કેટલીક વાર એવું બનતું કે, આપના સેવકો અને શ્રદ્ધાળુઓ ટેકરી નીચે પૂરની પેઠે પાણી આવેલું જોતા. આપ તેમને કહેતા, 'પાણી પી લેજો, ગુસલ કરી લેજો, પણ કોઈને એની જાણ ન કરતા.'

એક માણસ પૂરના આ પાણીમાં નહાવા પડયો તો તેને પાણીમાં કેસર સરખી સુગંધ આવતી લાગી. એટલું જ નહીં, પોતાના કપડાં પર કેસરનો રંગ બેઠેલો જોયો. લાંબા વખત પછી એ રંગ કપડાં પરથી દૂર થયો !

હિજરી ૮૬૨ માં આપ મૃત્યુ પામ્યા, ઝમ્બલ મુકામે આપનો મઝાર છે.

રહમતુલ્લાહિ અલયહ !



# સૈયિદ મુહમ્મદ બિન સુલયમાન અલ જુઝવી

## (રહમતુલ્લાહિ અલયહ)

દલાઈલુલ ખયરાતના કર્તા, મહા આરિફ હતા.

૧૪ વરસ સુધી પોતાના હુજરામાં ઈબાદત અર્થે રહયા. ફરી લોકોને ફાયદો પહોંચાડવાના હેતુથી બહાર આવ્યા. બાર

હજારથી વધુ મુરીદો આપની સેવામાં રહીને ઈલ્મ શીખતા, ઝિક્રમાં પરોવાતા.

દલાઈલુલ ખયરાત નામી કિતાબ લખવાનું કારણ એમ બન્યું કે, આપ ક્યાંક જઈ રહયા હતા. રસ્તે નમાઝનો વખત થયો તો વુઝૂ કરવા ઈરાદો કર્યો. નજીકમાં એક ઘર દેખાયું. ઘર પાસે કૂવો હતો. આપ કૂવા પર ગયા, પણ ત્યાં ડોલ–દોરડું ન હતું. એની ચિંતામાં હતા કે ઘરની બારીમાંથી એક છોકરીએ આપને જોયા. પૂછયું, 'આપ કોણ છો ?' આપે પોતાની ઓળખ આપી.

છોકરીએ અરજ કરી, 'માનવંત ! આપની નેકીની ચર્ચા તો બધે વ્યાપક છે. ફરી કૂવામાંથી પાણી કાઢવામાં આપને વિમાસણ શાની હશે ?' એમ કહીને તે કૂવામાં થૂંકી તો કૂવાનું પાણી કાંઠા સુધી ઉભરાવા લાગ્યું !'

હઝરત શૈખે વુઝૂ કર્યું. વુઝૂથી પરવારીને આપે તે નેક છોકરીને પૂછયું, 'અલ્લાહના સોગંદ તને, તેં આ મરતબો કેમ કરી હાસિલ કર્યો તે કહે.'

છોકરી કહેવા લાગી, 'હું તે પાક હસ્તી પર બહુ બહુ દુરૂદ શરીફ પઢતી રહું છું, જે રણવગડે થઈ પસાર થતા તો જંગલી જાનવરો સુદ્ધાં આપના દામનમાં પનાહ લેતા. (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ વખતે આપે કસમ લીધા કે દુરૂદ શરીફ

વિશે હું એક કિતાબ લખીશ, એ પછી આપે 'દલાઈલુલ ખયરાત' નામી જાણીતી કિતાબનું સંપાદન કર્યું.

હિજરી સન ૮૭૦ માં મોરોક્કસ મુકામે આપની વફાત થઈ. આપને સૂસ મુકામે દફનાવવામાં આવેલા.

આપની એક કરામત એ છે કે, વફાત પછી ૭૭ વરસે આપના દેહને મોરોક્કસથી સૂસ લઈ જવા કબરમાંથી બહાર કાઢવામાં આવ્યો તો તે દફનાવતી વેળા હતો એવો જ સાજોતાજો હતો. દફન થયાને પોણો સો વરસ ઉપરાંત વીતી ગયાં, છતાં કબરની માટીની કે હવામાનની આપના શરીર મુબારક પર કશી અસર થઈ ન હતી. એટલે સુધી કે વફાત પહેલાં દાઢી અને માથાના વાળની આપે હજામત કરાવેલી તેય એવી ને એવી જ હતી !

લોકો આપની કબર પર મોટા પ્રમાણમાં દલાઈલુલ ખયરાત પઢતા હોય છે.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત અબૂ અબ્દુલ્લાહ યમની

### (રહમતુલ્લાહિ અલયહ)

ખ્વાબમાં ઘણી વાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમની આપને ઝિયારત થતી. આપ કહે છે કે, એક વાર મારા મનમાં એવો વિચાર આવ્યો કે, જો મારી પાસે ખૂબ ધનદોલત હોય તો હું નિરાંતે ઈબાદત કર્યા કરતા, ને દોલત દ્વારા અનેક પ્રકારની નેકીઓય કમાઈ લેત !

એવામાં મેં અવાજ સાંભળ્યો. કોઈ કુર્આને અઝીઝ પઢી રહયું હતું. મેં ધ્યાન દીધું તો આ આયતે કરીમા સાંભળી : **વ લવ્ બ-સતલ્લાહુર્ રિઝ્ક લિઇબાદિહી લ-બ-ગવ્ ફિલ અર્દિ વલા કિંય્ યુનઝ્ઝિલુ બિ કદરિમ્ મા યશાઅ્ :** અલ્લાહ જો પોતાના સઘળા બંદાઓની રોજીમાં ખૂબ ફરાગત કરી દે, તો તે સૌ દેશમાં તોફાન ને વિદ્રોહ મચાવી મૂકે, પણ તે તો માપસર–જેટલી ચાહે રોજી ઉતારે છે. ખચીત્, તે પોતાના બંદાઓની હાલત જાણે–જૂએ છે. (સૂ. શૂરા : ૨૭)

આ આયતે કરીમા સાંભળતાં જ હું ઊભો થઈ ગયો ને તિલાવત કરનારને શોધવા લાગ્યો, પણ કોઈ દેખાયું નહીં. હું સમજી ગયો કે અલ્લાહ તઆલા તરફથી મને આ બોધ મળી રહ્યો છે.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મુહમ્મદ બિન ઉસ્માન

### (રહમતુલ્લાહિ અલયહ)

ફકીહ તેમજ આલિમ હતા. ઈલ્મ અને તકવામાં બહુ ખ્યાતિ

પામેલા. નઝ્ઝાર નામે પહાડી પર રહેતા હતા. એક વાર એક જુલમગાર હાકેમ મોટું લશ્કર લઈને શહેર લૂંટવાને ઈરાદે આવ્યો. તે ગામ–શહેરો લૂંટતો ને પોતાનો ધર્મ અપનાવવા લોકો પર બહુ દબાણ અને જુલમ કરતો.

આપના શહેર નજીક તે આવી લાગ્યો તો આપે કાસદ મોકલીને કહાવ્યું, કે લોકો પર રહમ કર, ને પોતાની રૈયત જાણી તેમના પર હેત–પ્રેમ રાખ! તે હાકેમે આપની સલાહની અવગણના કરી. હઝરત શૈખને તેના આવા વર્તનથી બહુ માઠું લાગ્યું. આપે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં એક કસીદહ (પ્રશસ્તિ ગીત) કહીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વસીલાથી આ મુસીબત દૂર થાય એવી દુઆ કરી.

એ પછી શહેરના લોકોએ હાકેમના લશ્કરનો સામનો કર્યો. દુશ્મનનું લશ્કર ઘણું મોટું હતું અને શહેરના લોકો થોડા, પણ અલ્લાહ તઆલાએ શહેરના લોકોને વિજય આપ્યો. કહે છે કે એ લોકો ય હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહા શાનમાં કસીદહ પઢતા હતા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝ. અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન સઈદ

### (રહમતુલ્લાહિ અલયહ)

ફિકહ શાસ્ત્રમાં મહા નિપૂણ એવા નેક અને ખેર–બરકતવાળા બુઝુર્ગ હતા. હદીસવિદ્યામાં ય આપ પારંગત હતા. આ વિશે આપે અનેક કિતાબો લખી છે, જેમાં કિતાબુલ મુસ્તસ્ફા બહુ જાણીતી છે. આ કિતાબ આપે બહુ મહેનતથી તૈયાર કરેલી, જે યમનના વિદ્વાનોમાં બહુ પ્રચલિત અને સુવિખ્યાત છે.

એક વાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપે ખ્વાબમાં જોયા. એ વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપને માટે ઈસ્તિકામત–અડગતાની દુઆ ફરમાવી હતી.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત અબૂ અબ્દુલ્લાહ હિઝરમી

### (રહમતુલ્લાહિ અલયહ)

મહા ઈબાદતગુઝાર એવા કામિલ શૈખ હતા. આપને હાથે

અનેક કરામતો જાહેર થયેલી. આપ રોજ પાંત્રીસ હજાર તસ્બીહ પઢતા.

એક વાર આપે સિજદહમાં દુઆ ફરમાવી :

**રબ્બિ લા તઝર્ની ફર્દંવ્ વ અન્ત ખયરુલ વારિસીન :** ઓ અલ્લાહ ! મને એકલો ન મૂકતા. ખરે, આપ સૌથી શ્રેષ્ઠ વારસ છો. (સૂ. અંબિયા : ૮૯)

એ વખતે આપે ગેબથી અવાજ સાંભળ્યો :

**લા અદરિક ફર્દંવ્ વ અન ખયરુલ વારિસીન :** ના, હું તમને એકલા મૂકીશ નહીં. હું સૌથી શ્રેષ્ઠ વારસ છું.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત ખ્વાજા મુહમ્મદ સરવી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ માનવંત આરિફીનના ઉસ્તાદ અને કામિલ અવલિયાએ કિરામના અગ્રણી હતા.

એકવાર આપ ફારસુફ્ર કસબાની જામેઅ મસ્જિદના મિનારામાં બેઠા હતા. એવામાં કેટલાક દુરવેશો હવામાં ઉડતા ઉડતા આવ્યા, ને ત્યાંથી પસાર થવા લાગ્યા. તેમણે આપને

કહયું કે, ભલા, તમે પણ અમારી સાથે આવો, તો આપ પણ તેમની સાથે ઉડવા લાગ્યા. આપ કહે છે કે, ઉડતાં ઉડતાં રસ્તામાં મારા મનમાં ગર્વ આવ્યો કે, વાહ ! હું ધારું ત્યારે ઉડી શકું છું. આવો ગર્વ આવતાં જ હું વસાત પ્રદેશ નજીકના દરિયામાં ગબડી પડયો. જો કિનારો નજીક ન હોત તો હું ડૂબી જ જાત ! દુરવેશો મને છોડી આગળ જતા રહયા.

અલ્લામા મુનાદી કહેતા કે, આપ એક શહેરથી બીજે શહેર ઉડીને જતા. કવચિત્ અરબી, હિંદી વગેરે દેશદેશની ભાષાઓમાં એવા લોકો સાથે વાતો કરતા કે જે આપણને દેખાતા નહીં, એટલે કે ગેબી મખ્લૂક સાથે. આપના પર હાલ છાઇ જતો ત્યારે જે કાંઇ કહેતા બરાબર તેવું જ બનતું.

આપ બેધડક પાણી પર ચાલતા, ને આગળ ને આગળ જઇ નજરથી ઓઝલ થઇ જતા !

આપ હિજરી ૯૨૩ માં મિસરમાં વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ મુહમ્મદ મન્સકી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ મહા બુઝુર્ગ અને શાનવાળા ત્યાગી પુરુષ હતા.

કુર્આને અઝીઝની બહુ બહુ તિલાવત કરતા. રાત–દિવસમાં દસ વાર કુર્આને પાક ખતમ કરતા. કામિલ વિલાયત સાથે આપ ફકીહ, આલિમ અને કારી પણ હતા.

એ જમાનામાં અરબસ્તાનમાં મુઆસજા નામે એક કબીલો હતો. આ કબીલાના લોકો હતા શૂરવીર, પણ બહુ અજ્ઞાન ને અણઘડ. હઝરત શૈખને થયું કે, આ કબીલામાં નિકાહ કરીએ તો કબીલાના લોકોમાં દીન ફેલાવવાનો મારગ થાય.

સંજોગવશાત્ શૈખ ઉમર બિન ઉસ્માન હકમી (રહ.) એ વખતે બયતુલ્લાહ શરીફની હજ માટે જવા નીકળ્યા તો રસ્તામાં આપની મુલાકાતે આવ્યા. આપે તેમને કહયું કે, હું અને તમે મુઆસજાના લોકોમાં નિકાહ કરીએ, શક્ય છે કે અલ્લાહ પાક આ રીતે તેમને પોતાના રસ્તાની હિદાયત આપે.

શૈખ ઉમરે ઉત્તર દીધો, 'મારા માનવંત ! પ્રથમ હું હજથી પરવારી જાઉં.' એમ કહી તેઓ હજમાં જતા રહયા. હજથી ફારિગ થઈ પાછા ફરતાં જ્યારે શૈખ મુહમ્મદ મન્સકી (રહ.)ના ગામ નજીક પહોંચ્યા તો પોતાના સાથીઓને કહેવા લાગ્યા, 'મુઆસજાના લોકોમાં નિકાહ કરી ઘર–સંસારની જંજાળમાં પડવાને મારું મન ઇચ્છતું નથી. ચાલો, આપણે બીજે રસ્તે થઈને નીકળી જઈએ.' એમ કહી તેઓ રાતના નીકળી પડયા, પણ અલ્લાહનું કરવું કે રસ્તો ભૂલી ગયા ને આખી રાત

એક જ મારગે આંટા મારતા રહયા. સવાર થઈ ત્યારે ખબર પડી કે આપણે તો હજી હતા ત્યાં ને ત્યાં જ છીએ. તેમને થયું, 'નક્કી આમાં શૈખ મુહમ્મદ મન્સકી (રહ.)નો હાથ છે.'

કાફલાના સઘળા લોકોએ ભેગા થઈ અલ્લાહ તઆલાની બારગાહમાં તવબા કરી. ફરી શૈખ મુહમ્મદની સેવામાં હાજર થયા. એ પછી બંને બુઝુર્ગોએ મુઆસજા કબીલામાં નિકાહ કરી લીધા તો અલ્લાહ તઆલાએ આ બંને બુઝુર્ગોના ઝરીએ એ કબીલાને હિદાયત આપી અને એ કબીલાના લોકોમાં દીન અને ઈલ્મની રોશની ફેલાઈ. આ રીતે શૈખ મુહમ્મદ (નફઅનલ્લાહુ તઆલા)નો કશ્ફ એ લોકોની હિદાયતનો સબબ બની રહયો.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત અબૂ અબ્દુલ્લાહ યમની

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ હુસયની સૈયિદ છે. પોતાના યુગે ઈલ્મ–અમલમાં અજોડ હતા. આપનાં અજબ કરી દેતાં કશ્ફ અને કરામાત છે. બહુધા એમ બનતું કે કોઈ અજાણ્યો માણસ આપની સેવામાં

હાજર થતો તો આપ તેને તેનું અને તેના મા–બાપનું નામ લઈને બોલાવતા. વળી, ગામશહેર વગેરેનું નામ પણ જણાવી દેતા. કશ્ફ દ્વારા આ વાતોની આપને જાણ થઈ જતી.

હઝરત બિશ્ર બિન ઈમરાન નામે વિદ્વાન કિરઅત–વિદ્યામાં પારંગત હતા. તેઓ સાત ઢબની કિરાઅતથી કુર્આને પાક પઢતા તેમ પોતાના શિષ્યોને શીખવતા હતા. આ સબ્અ કિરઅત (સાત રીતે કુર્આન પઢવાની કળા) તેમણે ઘણી મહેનત કરીને હાસિલ કરેલી. તેઓ ઘણા નેક અને પરહેઝગાર હતા. એક વાર હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપને ખ્વાબમાં ખુશખબરી સંભળાવી કે તમે સાત સદ્ભાગી લોકો સાથે જન્નતમાં જશો.

હઝરત બિશ્ર એક વાર, હઝરત અબૂ અબ્દુલ્લાહ યમની (રહ.)ની મુલાકાતે આવ્યા તો હઝરતે તેમને આવકારતાં કહયું, 'સાત સદ્ભાગી લોકો સાથે જન્નત પામનાર ભલે પધારો, મુબારક હો !'

હઝરત બિશ્ર બહુ નવાઈ પામ્યા, કારણ કે પોતાના ખ્વાબની વાત એમણે કોઈને ય જણાવી ન હતી.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત મુહમ્મદ બિન ઝફર શમીરી
## (રહમતુલ્લાહિ અલયહ)

મહા આરિફ અને કરામાત તેમ અલામાતવાળા બુઝુર્ગ હતા. બહુ બહુ તપસ્યા કરતા. આપ બહુધા એકાંતમાં રહેતા.

આપની એક અજબ કરામત નોંધાઈ છે :

આપનાં બીવી બહુ નેક હતાં. બંનેમાં ઘણી મુહબ્બત હતી. બંને સાથે હજમાં ગયાં ને મક્કા શરીફમાં સાત વર્ષ રહયાં. પતિ–પત્નીએ એકબીજાને એવું વચન આપેલું કે કદાચ બેમાંથી એકાદ ગુજરી જાય તો બીજું ફરીથી નિકાહ નહીં કરે. અલ્લાહનું કરવું કે હઝરત શૈખ પ્રથમ ગુજરી ગયા.

હઝરત શૈખ ગુજરી ગયા તો આપનાં બીવી એકાંતમાં અલ્લાહ તઆલાની ઈબાદતમાં જીવન ગુજારવા લાગ્યાં. આબરૂવંત એવા અનેક લોકોએ નિકાહ માટે સંદેશા મોકલ્યા, પણ નિકાહને બદલે પોતાના બુઝુર્ગ ખાવિંદને આપેલું વચન પાળવાનું આપે પસંદ કર્યું.

સંજોગવશાત્ શૈખ મુબારિઝ બિન ગનમ નામે એક મુરીદે નિકાહ માટે સંદેશ મોકલ્યો. હઝરત શૈખની વફાત પછી આ મુરીદ બહુ પ્રખ્યાત થયા હતા, ને લોકો તેમને બુઝુર્ગ માનતા. તેથી કુટુંબીજનોએ તેમના સંદેશનો સ્વીકાર કરી લીધો.

હઝરત શૈખનાં બીવી એ વખતે માનવંત શૈખની કબરે રહેતાં હતાં, પણ સગાંવહાલાંએ એમના નિકાહ કરી દીધા.. રાત પડી તો એમને ઊંઘનું ઝોકું આવ્યું. ખ્વાબમાં જુએ છે કે, પોતાના મર્હૂમ ખાવિંદ ઊભા છે ને કપડાનો એક ટુકડો આપી રહયા છે. જાણે બીવીને લીધેલું વચન યાદ અપાવી રહયા છે. એકાએક બીવીની આંખ ખુલી ગઇ. જોયું તો પોતાના મર્હૂમ ખાવિંદે ખ્વાબમાં આપેલો કપડાનો પેલો ટુકડો પાસે પડેલો હતો ! બીવી બહુ પરેશાન થયાં ને રડવા લાગ્યાં.

હઝરત શૈખે ખ્વાબમાં આપેલો કપડાનો એ ટુકડો તો તેમની વસિય્યત મુજબ તેમની સાથે દફન કરવામાં આવેલો. આપના બીવી એ કપડાને જોઇ રડતાં હતાં ને વારંવાર એ કપડાંને ચૂમીને કહેતાં કે પ્રથમ તો હું અલ્લાહ તઆલાથી માફી યાચું છું, ફરી ઇબ્ને ઝફરથી. ઓ ઇબ્ને ઝફર ! મારા પર બળજબરી કરાઇ રહી છે.

એમનું રુદન ખૂબ વધી ગયું તો ઘરવાળાંને ખબર થઇ તો કારણ પૂછવા લાગ્યાં. તેમણે કહયું : 'તમે જોતા નથી કે કપડાનો આ ટુકડો મારા ખાવિંદ હઝરત મુહમ્મદ ઇબ્ને ઝફરનો છે, ને એ તેમની સાથે દફન કરી દેવામાં આવ્યો હતો !' ઘરવાળાં કપડાનો ટુકડો જોઇ કહેવા લાગ્યા, 'હા, આ

તો એ જ કપડું છે, જે હઝરતની સાથે કબરમાં મૂકવામાં આવેલું.'

બીવીએ જણાવ્યું કે અમે ફરીથી નિકાહ નહીં કરવાનું એકબીજાને વચન આપેલું. તમે સૌએ મને મજબૂર કરી. અત્યારે મારી આંખ લાગી ગઈ તો ખ્વાબમાં મેં મારા ખાવિંદ ઈબ્ને ઝફરને જોયા. તે કહી રહયા હતા, 'વચન આ રીતે પળાય કે?' આ ઠપકાથી હું ગભરાય ગઈ, તો નિશાની તરીકે કપડાનો આ ટુકડો તેમણે મને આપ્યો ને કહેવા લાગ્યા; 'વારુ, તારો વાંક નથી.'

નિકાહ કરનાર મુબારિઝ બિન ગનમ આ બધી હકીકત સાંભળીને ચોંકી ઉઠયા! બીવીને તલાક આપી તે પોતાના ગામે જતા રહયા, ને થોડા દિવસે ગુજરી ગયા.

આ ઘટનામાં કબરમાં દફનાવી દેવાયેલો કપડાનો ટુકડો કબર બહાર બીવીને નિશાનીરૂપે આપ્યો એ આપની મહા કરામત છે.

હઝરત મુહમ્મદ બિન ઝફર (રહ.)ની કબરની માટીમાંથી કસ્તુરી જેવી ખૂશબૂ આવતી હતી.

રહમતુલ્લાહિ અલયહ!



# હઝરત મુહમ્મદ હિઝરમી મજઝૂબ
## (રહમતુલ્લાહિ અલયહ)

આપ અબ્દાલ હતા. આશ્ચર્યજનક કરામતોવાળા બુઝુર્ગ છે. બેખૂદીની હાલતમાં ચીસો પાડતા. અજબ કરી દેનારા ઉલૂમ અને મઆરિફનાં રહસ્યો એ વખતે છતાં કરતા. કેટલીક વાર એવી વાતો કરતા કે માણસ હોશ ખોઇ બેસે !

આપની અનેક કરામતો પૈકી એક કરામત એ છે કે એકવાર એકીસાથે ત્રીસ શહેરોમાં આપ ખુત્બહ અને જુમ્અહની નમાઝ પઢયા. વળી, એક જ રાતમાં અનેક શહેરોમાં રાતવાસો કરતા જોવામાં આવેલા !

એકવાર રસ્તે જતાં આપને ડાકૂઓ ભેટી ગયા. તેમણે આપને લૂંટી લેવાનો ને કપડાં સુદ્ધાં ઉતારી લેવાનો ઈરાદો કર્યો તો આપે ડાકૂઓના હાથ તેમની કમર સાથે ચોંટાડી દીધા !

એક માણસે આપને જમવાનું આમંત્રણ આપ્યું ને સેવામાં મધ મૂકયું. આપે થોડું મધ લીધું, ફરી કહેવા લાગ્યા; 'આ મધને સાચવી રાખજો, ઈન્શા અલ્લાહ હું હમણા પાછો ફરીશ. એ પછી એકાએક, સૌની સામેથી ગાયબ થઇ ગયા.' થોડીવાર ગાયબ રહયા. ફરી પાછા આવી પહોંચ્યા. કહેવા લાગ્યા, ' અમે તો મંબૂલી (રહ.)ના જનાઝાની નમાઝ પઢયા !' જ્યાં

જનાઝાની નમાઝ પઢવા ગયેલા એ અસ્દુદ ગામ સેંકડો કોસ દૂર હતું ! એ પછી આપે બાકીનું મધ પીધું.

આપ સન હિજરી ૯૦૮ માં વફાત પામ્યા. ભસાકાને ટેકરે આપને દફન કરવામાં આવ્યા. હજારો લોકો આપના મઝારની મુલાકાતે જાય છે.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મુહમ્મદ બિન દાવૂદ મન્ઝલાવી
### (રહમતુલ્લાહિ અલયહ)

આપ કરામતવાળા બુઝુર્ગ હતા. આપની એક કરામત એ હતી કે રાતે ઈશા પછી આપને ત્યાં મહેમાન આવતા ને ઘરમાં ખાવાને કંઈ ન હોતું તો આપ હાંડલીમાં પાણી રેડી ચૂલા પર મૂકી આગ સળગાવતા. લોકો એ હાંડલીમાં કદી દૂધચાવલ, કદી મીઠા ચાવલ તો કદી ગોશ્ત–સેરવો રંધાયેલાં જોતા !

હિજરી સનની દસમી સદીની શરૂઆતમાં તસ્મીય્યહ મુકામે આપની વફાત થઈ. પોતાની ખાનકાહ પાસે આપને દફન કરાયા.

રહમતુલ્લાહિ અલયહ !

# હઝરત મુહમ્મદ મગરિબી

## (રહમતુલ્લાહિ અલયહ)

આરિફોમાં અગ્રણી એવા મહા શૈખ હતા. આપ તુર્ક વંશીય હતા, પણ મિસરમાં રહેતા.

ઈમામ શઅરાની તબકાતમાં લખે છે કે, મેં એક વાર આપની મુલાકાત પણ લીધેલી. લોકો કહેતા કે આપ ત્રણ વરસ માટે કુતુબ તરીકેનું મહાપદ પામેલા.

ગેબી ખઝાનામાંથી મોટું ખરચ કરતા. અનેક કરજદારો આપની સેવામાં આવતા ને કરજ અદા કરવા માટે મદદ યાચતા. આપ ફરમાવતા કે આ સાદડીનો છેડો ઊંચો કરીને નીચે જે કાંઈ છે એ લઈ લો. કરજદાર બહુધા કરજ કરતાં વધુ રકમ પામતો. આપ કહેતા, 'કરજ ભરપાઈ કરી દેજો ને વધે તે પોતાના ખરચમાં લેજો !'

મિસરના ઉલમાએ કિરામ આપનાથી ભારે અકીદત રાખતા ને અનેક પ્રકારના ઈલ્મનો લાભ લેતા. કદી સાંભળવા ન મળ્યા હોય એવા એવા નુક્તા અને રહસ્યો આપ વર્ણવતા હતા.

હિજરી સન ૯૧૧ માં આપની વફાત થઈ.

રહમતુલ્લાહિ અલયહ !

# ઇબ્ને અબ્દુર્રહમાન ઇસ્કઅ

## (રહમતુલ્લાહિ અલયહ)

પોતાના જમાનામાં ઈલ્મ અને વિલાયતના ઈમામ હતા.

એક વાર આપના સેવકના ઘરમાં ચોરી થઈ. ઘરમાં હતું એ બધુંય ચોરો લઈ ગયા. સેવક બહુ ગમગીન થઈ પોતાના શૈખની સેવામાં આવ્યો ને બનેલી બધી હકીકત વર્ણવી. આપે કહયું, 'તમે ખીલા નામે ટેકરીએ જાવ. ત્યાં બરીમત પથ્થરોનો ઢગલો દેખાશે, એ ઢગલા નીચે તમારો ચોરાયેલો માલ પડયો છે.'

સેવક ઉતાવળે ત્યાં પહોંચ્યો. જોયું તો એ ટેકરીની ધારે એક જાતના પથ્થરોનો ઢગલો હતો. પથ્થરો હઠાવીને જોયું તો ચોરાયેલી સઘળી ચીજવસ્તુઓ મળી.

હિજરી સન ૯૧૭ માં મૃત્યુ પામ્યા. ઝમ્બલ મુકામે દફન થયા. મૃત્યુ પછી કોઈએ આપને ખ્વાબમાં જોયા. પૂછયું કે, 'માનવંત, શી ખબર ?' કહેવા લાગ્યા :

**"ફી મક્અદિ સિદ્કિન ઇન્દ મલીકિન મુક્તદિર !** (અમે તો સૌથી અધિક સત્તાવાળા બાદશાહની નજીક સાચી બેઠક પર બેઠા છીએ.) (સૂરએ કમર : ૫૫)

રહમતુલ્લાહિ અલયહ !

# હઝરત મુહમ્મદ સદરુદ્દીન અલ્ બિકરી

## (રહમતુલ્લાહિ અલયહ)

ઈમામ, આલિમ, આમિલ અને મુત્તકી એવા મહા સંયમી બુઝુર્ગ હતા. બહુધા ખામોશ રહેતા. કોઈ કંઈ પૂછતું તો માત્ર જવાબ પૂરતું બોલતા. અલ્લાહની મહાનતા અને નિજની અલ્પતાનો ભાવ આપના પર એટલો છાયેલો હતો કે કદી આકાશ ભણી નજર ઉઠાવીને જોતા નહીં.

આપ હજ માટે ગયા ત્યારે મદીના શરીફમાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત માટે હાજર થયા. સલામ અરજ કરી તો હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપની સલામનો જવાબ દીધો, જે ઘણા લોકોએ કાનોકાન સાંભળ્યો.

ઈમામ શઅરાનીએ પણ બારગાહે નબવીમાંથી આપને સલામનો જવાબ મળ્યાની ઘટનાનો ઉલ્લેખ કર્યો છે.

હિજરી સન ૯૧૮ માં આપની વફાત થઈ.

રહમતુલ્લાહિ અલયહ !



# મવલાના કમાલુદ્દીન ઝાહિદ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપનાં તકવા અને પરહેઝગારી અજોડ હતા. અલ્લાહના મશહૂર વલી ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)એ આપની પાસેથી 'મશારિક' નામે કિતાબની સનદ લીધેલી.

દિલ્હીના સુલ્તાન ગિયાસુદ્દીન બલ્બને એકવાર મવલાના સાહેબને મહેલમાં બોલાવી વિનંતી રૂપે કહયું; 'મારા માનવંત ! ઈલ્મી કમાલાતમાં આપનો જોટો નથી. આપની પ્રમાણિકતામાં અને જે રીતે આપ પાપાચારથી નફસની હિફાઝત કરી રહયા છો તે વિશે મને પૂરો વિશ્વાસ છે. આથી મારી ઊંડી તમન્ના છે કે, આપ મારી નમાઝની ઈમામત કબૂલ કરો. આપને મારા ઈમામ તરીકેનો ઓહદો આપવા હું બહુ રાજી છું. મારી આટલી અરજ સ્વીકારો કે મારી નમાઝની મકબૂલિય્યત બાબત હું સંતોષ પામું."

બાદશાહની વાત સાંભળી આપે ઉત્તર દીધો, "અલ્લાહ તઆલા આપને સલામત રાખે. મારી પાસે જે કાંઈ છે તે આ નમાઝની જ દોલત છે. એ સિવાય મારી પાસે કશું નથી. એ દોલત પણ મારી પાસે બાકી ન રહે એવું આપ ઈચ્છો છો ?"

મવલાના કમાલુદ્દીન ઝાહિદે આ જવાબ એવી જલાલભરી

અને પ્રભાવશાળી રીતે આપ્યો કે, બાદશાહ ચૂપ થઇ ગયો. ક્ષમાયાચના કરીને આપને વિદાય કર્યા.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ દાવૂદ પાલહી

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ રદોલી વિસ્તારના કોઇ ગામમાં રહેતા હતા. હઝરત બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના મુરીદ હતા.

હઝરત ખ્વાજા શૈખ નિઝામુદીન અવલિયા (રહ.) કહે છે કે, આપ મહા આરિફ હતા. એકવાર એવું બન્યું કે હું અને શૈખ દાવૂદ, હઝરત પીરોમુર્શિદ બાબા ફરીદુદ્દીન (રહ.)ની ખિદમતમાં ભેગા થઇ ગયા. આપે અમને એક દૂરના એક ગામે કામસર મોકલ્યા. અમે ચાલી નીકળ્યા. શૈખ દાવૂદ તો લાંબા લાંબા ડગ ભરતા મારાથી બહુ આગળ નીકળી જતા ને આગળ જઇ નમાઝમાં પરોવાય જતા. હું આપની પાસે આવી પહોંચતો, તો આપને નમાઝમાં પરોવાયેલા જોતો. આપને આ હાલતમાં મૂકી હું આગળ ચાલવા લાગતો, પણ આપ બહુ ઉતાવળે મને પકડી પાડતા ને ફરીથી મારી આગળ નીકળી જતા. કોસ–બે–કોસ આગળ જઇ નમાઝનો કોલ બાંધી દેતા.

નમાઝ પ્રત્યે આપને ઘણો જ લગાવ અને પ્યાર હતો. રસ્તામાં અઘોર જંગલો આવતાં પણ નવાઈની વાત એ હતી કે આપ એવા જંગલોમાં ય કદી રસ્તો ન ભૂલતા !

શૈખ દાવૂદ રોજ સવારે ઘરેથી નીકળી જતા ને જંગલ–બયાબાનમાં એકાંત કે ભેંકાર સ્થળે પડાવ નાખી અલ્લાહ તઆલાની યાદમાં ખોવાઈ જતા. જંગલનાં હરણાં આપની ચોમેર ટોળે વળી હેત ને મુહબ્બતભરી નજરે આપને જોયાં કરતાં !

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા નસીરુદ્દીન

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ હઝરત બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના મોટા દીકરા હતા. આખી ઉંમર અલ્લાહ તઆલાની ઈબાદતમાં પરોવાયેલા રહયા. હલાલ રોજી માટે આપ ખેતીવાડી કરતા, ને હલાલનો રોટલો ખાઈ બંદગીમાં જીવન વીતાવતા.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ આરિફ

## (રહમતુલ્લાહિ અલયહ)

એકવાર મુલ્તાન વિસ્તારના હાકેમે આપને સો રૂપિયા આપી કહયું કે, તમે જયારે પીરોમુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ની ખિદમતમાં જાવ ત્યારે મારા તરફથી આ ભેટ પેશ કરજો.

શૈખ આરિફને મનમાં થયું કે લાવ, એમાંથી પચાસ રૂપિયા કાઢી લઉં. એમણે પચાસ રૂપિયા કાઢી લીધા ને બાકીના પચાસ હઝરત બાબા સાહેબની ખિદમતમાં મૂકયા કે મુલ્તાનના હાકેમની આ ભેટ સ્વીકારો.

પીરોમુર્શિદ હઝરત બાબા ફરીદુદ્દીન સાહેબે મુસ્કુરાઈને ફરમાવ્યું : 'ભાઈ આરિફ, તમે ઠીક ઠીક સરખા ભાગ કર્યા !'

હઝરત બાબા સાહેબે કશ્ફથી ચોરીની વાત જાણી લીધી તે જોઈ શૈખ આરિફ બહુ શરમિંદા થયા ને પોતાની ભૂલ બદલ પસ્તાવો કરવા લાગ્યા. તેમણે પોતે છૂપાવેલા પચાસ રૂપિયા પણ હઝરત બાબા સાહેબની સામે મૂકી દીધા.

પછી તો શૈખ આરિફને ય અલ્લાહના ઈશ્કનો રંગ લાગ્યો. હઝરત બાબા સાહેબના મુરીદ થયા ને પીરોમુર્શિદની ખૂબ ખૂબ સેવા કરી. અંતે રૂહાનિય્યતના ઊંચા દરજા પામ્યા ને

હઝરત બાબા સાહેબના હુકમથી સેવસ્તાન પ્રદેશમાં જઇ ત્યાં ઈમાનનો પ્રકાશ ફેલાવ્યો.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ જમાલુદ્દીન અહમદ હાંસવી

### (રહમતુલ્લાહિ અલયહ)

મહા શૈખ ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના અગ્રગણ્ય ખલીફાઓમાં આપની ગણના થાય છે. જાણે જાહેરી અને બાતિની કમાલાતના ભંડાર હતા. પીરોમુર્શિદને આપના પ્રત્યે બહુ હેત અને મુહબ્બત હતાં. કદી કહેતા, 'જમાલ, જમાલે મસ્ત !' આ જમાલુદ્દીન તો અમારું સૌંદર્ય છે.

પીરોમુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ને મન આપનું એટલું બધું મહત્ત્વ હતું કે આપ કોઈને ખિલાફતની નેઅમત આપવા ચાહતા તો તેને પ્રથમ શૈખ જમાલુદ્દીનની સેવામાં મોકલતા. જો શૈખ જમાલુદ્દીન તેને ખિલાફત આપવા બાબત સંમત થતા તો ઠીક, નહિતર તેને એમ કહીને અમાન્ય કરતા કે પારહ કરદએ જમાલ રા ફરીદ ન તવા દોખ્ત ! જમાલે ફાડેલું, ફરીદ કેમ કરી સીવે ? !'

રૂહાનિય્યતમાં આટલો ઊંચો દરજ્જો પામ્યા છતાં આખિરતના અઝાબ–પરલોકની શિક્ષાથી બહુ ડરતા. જ્યારથી આ હદીસ શરીફ સાંભળી–

'કબર જન્નતના બગીચાઓ પૈકીનો એક બગીચો છે, યા દોઝખના ધગધગતા ખાડા પૈકીનો એક ખાડો !'–ત્યારથી આપ અત્યંત ગમગીન રહેતા, ને અતિ બેચેન બની અલ્લાહ ગફૂર–રહીમને રહમકરમની વર્ષા માટે યાચના કર્યા કરતા.

આપની વફાત પછી કોઈએ આપને ખ્વાબમાં જોયા ને ખબર પૂછી. આપે કહયું, 'મને કબરમાં દફનાવવામાં આવ્યો તો પ્રથમ બે ફરિશ્તા આવ્યા, જે દેખાવે બહુ ભયાનક અને આકરા લાગતા હતા. તેઓ કંઈ કરે–કહે તે પહેલા બીજા બે ફરિશ્તા આવી લાગ્યા. તેમણે પેલા ફરિશ્તાઓને કહયું, 'તમે અહીંથી હઠી જાવ. અમે દયાળુ કૃપાળુ અલ્લાહનું ફરમાન લાવ્યા છીએ. મહા દયાળુ અલ્લાહ તઆલા ફરમાવે છે કે, અમે જમાલુદ્દીનને બખ્શી દીધા છે. તેઓ સાંજની નમાઝની સુન્નતો પછી બે રકા'ત નફિલ નમાઝ પણ પઢયા કરતા ને એમાં સૂરએ ફાતિહા પછી સૂરએ બુરૂજ તેમજ સૂરએ તારિક પઢતા. વળી, દરેક ફર્ઝ નમાઝ પછી આયતુલ કુર્સી પઢવાની એમને આદત હતી. સર્વશક્તિમાન અલ્લાહ તઆલાએ આ અમલ પસંદ ફરમાવ્યા છે, ને એમની સઘળી ક્ષતિઓ માફ કરી, ઉચ્ચ દરજા અર્પણ કર્યા છે.'

આપે અરબી ભાષામાં એક પુસ્તક લખેલું, જેનું નામ છે : 'મુલહિમાત'.' (ઈલ્હામી વાતો)

આપનો મઝાર હાંસી મુકામે છે.

રહમતુલ્લાહિ અલયહ !



## મવલાના નૂર તુર્ક

### (રહમતુલ્લાહિ અલયહ)

આકાશેથી વરસતા પાણીથી ય અધિક નિર્મળ અને પાકીઝા હતા. આપની વાણીમાં બહુ ગહનતા હતી. દુનિયાની મલીનતા ને ઈર્ષ્યા—અદેખાઈથી જોજન દૂર રહેતા ને યાદે હકમાં સદા મસ્ત !

આપનો એક નોકર હતો, તે રૂ પીંજવાનું કામ કરતો, ને રોજ એક દિરહમ આપને આપતો. બસ, એટલાથી આપ ગુજરાન ચલાવતા.

સુલ્તાના રઝિયા બેગમે આપની સેવામાં કેટલુંક સોનું ભેટ મોકલ્યું. આપે તે સ્વીકાર્યું નહીં. કહેવા લાગ્યા, 'શું છે એ ? એને મારી સામેથી લઈ જાવ !'

પીરોમુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.) કહે છે કે

જુવાનીમાં એક વાર હું એમની વઅઝ સાંભળવા હાંસી ગામે ગયો. મારા કપડાં જૂનાં ને ફાટયા–તૂટયાં હતાં. હું મસ્જિદમાં પ્રવેશ્યો તો મને જોતાં જ કહેવા લાગ્યા, 'ઓ મુસલમાનો ! લો, સુખનની સાચી પરખ કરનાર જવહરી આવી પહોંચ્યો !' એ પછી મારા ઘણાં ઘણાં વખાણ કર્યાં, મને બહુ નવાઇ લાગી, કારણ આ અગાઉ કદી અમારી મુલાકાત થઇ ન હતી. બસ, નૂરે બાતિનથી એમણે મને ઓળખી લીધો !

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ સદરુદ્દીન

## (રહમતુલ્લાહિ અલયહ)

મહા આરિફ શૈખ બહાઉદ્દીન ઝકરિયા મુલ્તાની (રહ.)ના નેક ફરઝંદ હતા. અનેક અવલિયાએ કિરામે આપની પાસેથી બાતિની ફૈઝ રૂપી મહા દોલત મેળવેલી.

આપ કહે છે, હદીસે કુદ્દસીમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, **'લા ઇલા–હ ઇલ્લલ્લાહુ હિસ્ની, ફમન દ–ખ–લહૂ અમન અઝાબી** : લા ઇલા–હ ઇલ્લલ્લાહ મારો કિલ્લો છે. જે કોઇ એમાં પ્રવેશ્યો, મારા ક્રોધકોપથી સુરક્ષિત થયો.'

હદીસ શરીફનું વિવરણ કરતાં આપ કહે છે કે આ કિલ્લો

ત્રણ પ્રકારે છે : જાહેરી, બાતિની અને હકીકી. જાહેરી કિલ્લો એ રીતે કે બંદો, અલ્લાહ વિણ કોઈનાથી ડરે નહીં. તેમ અલ્લાહ વિણ કોઈનાથી આશાઓ–ઉમ્મીદો બાંધે નહીં. એને એવું યકીન હોય કે જગતના સઘળા લોકો એના દોસ્ત બને કે દુશ્મન, અલ્લાહ તઆલાના હુકમ વિના એને કશો લાભ કે નુકસાન કરી શકશે નહીં. તેઓ એનું કશું હિત–અહિત નહીં કરી શકે.

બાતિની કિલ્લો એ રીતે કે બંદાને એવું યકીન થઇ જાય કે આ જગતમાં જે કાંઇ સુખદુઃખ છે તે કાયમ ટકવાનું નથી, ફાની છે, કારણ જગતની કોઇ ચીજ સ્થાયી કે કાયમી નથી, તેથી એના પર કદાપિ ભરોસો ન કરે. જ્યારે હકીકી કિલ્લો એ રીતે છે, કે ઈબાદત કે નેકી કરે તે જન્નતની લાલચે કે દોઝખના ડરથી ન કરે, પણ અલ્લાહ તઆલાને રાજી કરવા ઈબાદત કરે, નેક કામો કરે. અલ્લાહ તઆલાની આજ્ઞા અને હુકમ અનુસાર જીવન ગુજારે. પૂરી રીતે અલ્લાહ તઆલાનો થઈને રહે. દિલમાં આવી સચ્ચાઇ જામી રહે–યકીન પાકું બને તો ઈન્શા અલ્લાહ, જન્નતની નેઅમતો મળશે, ને દોઝખ દૂર થશે.'

આપ કહેતા કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપણને જે કાંઇ શીખવ્યું અને જે જે વાતોની ખબર આપી તેના પર પૂરી રીતે શ્રદ્ધા અને ઈમાન લાવીને અડીખમ રહો, ડગુમગુ ન થતા. એવા પાકા અકીદા રાખો કે અલ્લાહ તઆલાનો કોઇ સાથી કે ભાગીદાર નથી. તે સર્વશક્તિમાન

પોતાની ઝાતપાકમાં એકલો છે. સિફાતમાં ય એકલો છે. સઘળી સિફતો અને સર્વગુણ સંપન્નતા તેને જ ઘટે છે. જગતમાં જે કાંઇ છે તે બસ, તેણે જ પેદા કર્યું છે, તેની ઝાત અને સિફાતમાં કોઈનાથી ચૂં ચાં થઇ શકે નહીં, ન તો તે કોઈના જેવો છે, ન કોઇ તેના જેવો કે તેના સરખો. તમામ પયગંબરો તેણે જ મોકલ્યા. સૌમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અફઝલ અને અગ્રણી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જે કાંઇ ફરમાવ્યું તે સઘળું સાચું અને દુરસ્ત છે. એમાં મતભેદ કે શંકાને અવકાશ નથી. ભલે, કોઇ વાત અક્કલસમજમાં આવે કે ન આવે. ન આવે તોય તે સ્વીકારી લેવી, માની લેવી, જેથી એ'તિકાદ દુરસ્ત થાય. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લંમએ અલ્લાહ તઆલાના હુકમો જાણ્યા અને સંપૂર્ણપણે કબૂલ કર્યા. એ હુકમોની કેફિય્યતો, એના નુકતા કે બારીકીઓ માલૂમ કરવાની આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કોશિશ નથી કરી. હા, અલ્લાહ તઆલાના હુકમોનું વિવરણ કે વર્ણન કુર્આને અઝીઝની આયતો અને હદીસો અનુસાર હોય તો એ જાયઝ છે.

તમારું ઈમાન તંદુરસ્ત છે, માંદલું નથી એ ક્યારે જણાય ? “જો તમને નેક કામો કરતાં ખુશી ઉપજે અને તમે કશી બુરાઇ કે કશો ગુનાહ કરી બેસો તો તમને દિલમાં ઠેસ લાગે તો તમારું ઈમાન તંદુરસ્ત છે.”

એક વાર આપે લોકોને બોધ આપ્યો કે, 'અલ્લાહને બહુ બહુ યાદ કરતા રહો. તમારો કોઈ શ્વાસ અલ્લાહની યાદ, તેના ઝિક્ર વગરનો ન હોય. બુઝુર્ગો કહે છે કે, જે કોઈ અલ્લાહના ઝિક્ર વિના સાંસ લે છે તે જાણે પોતાનો કીમતી સમય વેડફે છે. તમને શ્વાસે શ્વાસે અલ્લાહની યાદ કરવાની આદત થઈ જશે તો સઘળા વસવસા ને વિચારવમળો બળીને ખાક થઈ જશે. દિલમાં ઝિક્રનું નૂર ઉતરતું ચાલશે. ઝિક્રની હકીકત દિલમાં કોતરાય જશે. યકીનના પ્રકાશથી દિલ પ્રકાશમાન થશે. તમે અલ્લાહ, રહમાન, રહીમનો ઝિક્ર કરો છો તેથી તેની અત્યંત સમીપતા–નઝદીકી મળશે. ખરો હેતુ તો એ જ છે. જેને એ દોલત મળી, ફાવ્યો માનો !'

'કુનૂઝુલ ફવાઈદ' આપનાં બોધવચનોનો સંગ્રહ છે. આપના લાયક મુરીદ ખ્વાજા ઝિયાઉદ્દીને એનું સંપાદન કર્યું છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ ફખરુદ્દીન મરૂઝી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ કલામુલ્લાહના હાફિઝ હતા. ઘણા જ મુત્તકી અને પરહેઝગાર. બધો વખત કુર્આને અઝીઝની કિતાબત કર્યા

કરતા. દુનિયાવાળાઓ સાથે બહુ હળતાભળતા નહીં. પીરોમુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવિલયા (રહ.)ના મુરીદ હતા. કહે છે કે, મરદાને ગેબ આપની મુલાકાતે આવતા.

એકવાર પોતાના પીરોમુર્શિદને કહેવા લાગ્યા કે, હું કુર્આને પાકની કિતાબત કરી રહયો હતો એ વખતે મને બહુ તરસ લાગી. પાસે પાણી લાવનાર કોઇ ન હતું. એવામાં એક કૂજો પાણીથી ભરેલો ગેબથી આવીને આપની પાસે આવીને પડયો ! મેં એ કૂજો ભાંગી નાખ્યો ને બધું પાણી ઢોળાઇ ગયું. મેં કહયું, 'કરામતથી આવેલું પાણી હું પીશ નહીં !' આ સાંભળી હઝરત પીરોમુર્શિદે કહયું, 'તમારે એ પાણી પી લેવું જાઇતું હતું.'

આવું તો અનેકવાર બનતું. આપ કહે છે, કે એકવાર મારે કાંસકીની જરૂર પડી. કાંસકી લાવનાર કોઇ પાસે ન હતું. એટલામાં હવામાંથી કાંસકી આવીને પડી ! હઝરત પીરોમુર્શિદની સૂચના હતી તેથી એ કાંસકી મેં ઉપયોગમાં લીધી.

જાણીતા બુઝુર્ગ ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.) કહે છે, કે કુર્આને પાકની કિતાબત કરવાનું મહેનતાણું આપ બહુ ઓછું લેતા. લોકો તબર્રુકરૂપે વધારે આપતા તો ય સ્વીકારતા નહીં. સામાન્ય રીતે કાતિબો જે લેતા તેનાથી અડધું કે એથી ય કમ લેતા. જ્યારે વૃદ્ધ થયા અને કિતાબતનું કામ કરવાની શક્તિ ન રહી તો હઝરત કાઝી હમીદુદ્દીને દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખિલજીને વિનંતી કરી કે આ મહા બુઝુર્ગ

અત્યાર સુધી તો કિતાબત કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા, પણ હવે ઘડપણને લઈ એ કામ થતું નથી, જેથી બયતુલ માલમાંથી આપને માટે રોજનું ભથ્થું બાંધી આપો. સુલતાને રોજનો એક રૂપિયો બાંધી દીધો. આપ કહેવા લાગ્યા, 'હું રોજનો રૂપિયો લઈશ નહીં. એટલા બધા પૈસા મારે શા ખપના ?' ઘણા આગ્રહને વશ થઈ આપે રોજની વીસ પાઈ લેવાનું સ્વીકાર્યું.

પીરોમુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવિલયા (રહ.)એ આપના નામે એક કાગળ લખેલો. કાગળમાં અલ્લાહ રબ્બુલ આલમીનની મુહબ્બતનું વર્ણન હતું. કાગળમાં વળી લખ્યું હતું કે તરીકતવાળા કે હકીકતવાળા સૌ એ વિશે એકમત છે, કે ઈન્સાનને પેદા કરવાનો મૂળ હેતુ અલ્લાહ રબ્બુલ આલમીનની મુહબ્બત છે. તે ઝાત પાક સાથે જે કોઈને દિલી મુહબ્બત હોય તો એ તેની મહાન નેઅમત અને દેન છે.

અલ્લાહનો હરહમેશ ઝિક્ર કરવાથી આ મુહબ્બત પેદા થશે, ઈન્શા અલ્લાહ ! મખ્લૂક, દુનિયા, નફસ અને શયતાન આ ચાર આડવાડો છે. લોકો સાથે બહુ હળેભળે નહીં. એકાંતમાં ય અલ્લાહ પાકની યાદ કરતો રહે. દુનિયામાં દિલ ન લગાવે. એનો ઉત્તમ તરીકો સંતોષ છે. જો દિલ સંતોષી હશે તો દુનિયાનાં લફરામાં ઊંડે ઊતરવું નહીં પડે. જ્યારે નફસ અને શયતાનથી બચવા માટે તો અલ્લાહ તઆલાથી યાચના કરતા રહેવું બહુ

જરૂરી છે. કેટલાક બુઝુર્ગો એમ સૂચવે છે કે, શયતાનથી બચવાનો તરીકો અલ્લાહનો ઝિક્ર છે અને નફસના મકરોફરેબથી બચવાનો ઉપાય અલ્લાહથી ઇલ્તિજા એટલે કે નમ્રતાભરી દુઆયાચના.'

રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન !



## કાઝી જમાલુદ્દીન બદાયૂની-મુલ્તાની

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ મહા બુઝુર્ગ હતા. એક વાર અલ્લાહના રસૂલ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપે ખ્વાબમાં જોયા. આપે જોયું કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બદાયૂન શહેરની નજીક એક જગ્યાએ પધાર્યા છે, અને ત્યાં બેસીને વુઝૂ ફરમાવી રહયા છે.

કાઝી સાહેબ જાગ્યા કે તરત તે જગાએ દોડી ગયા. જોયું તો જમીન પાણીથી ભીંજાયેલી હતી. વસિયત કરી કે મારી કબર આ સ્થળે જ બનાવજો. મૃત્યુ પછી આપને ત્યાં દફન કરવામાં આવ્યા.

રહમતુલ્લાહિ અલયહ !

# ખ્વાજા અહમદ બદાયૂની

## (રહમતુલ્લાહિ અલયહ)

દુનિયા સાથેના સંબંધો તદન ઓછા કરી દઈ અબ્દાલો જેવી રહેણીકરણી રાખતા હતા. સિયરુલ અવલિયાના લેખક સૈયિદ મુબારક કિરમાની કહે છે કે, એકવાર મેં આપને પૂછયું, 'માનવંત હઝરત ! ખુશીમાં છો ને !' આપે ઉત્તર દીધો, 'ખુશી તો એમાં છે કે, હું પાંચ વખતની નમાઝ જમાઅત સાથે પઢું.'

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા શરફુદ્દીન 'બૂ અલી કલંદર

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ પાણીપતના રહીશ હતા. 'બૂ અલી કલંદરને નામે ય જાણીતા છે. હિંદના ખ્યાતનામ મજઝૂબોમાં આપની ગણના થાય છે. જુવાનીના વરસોમાં ઈલ્મ પ્રાપ્ત કરેલો. નફસને મારવા આકરા મુજાહિદા અને કઠોર રિયાઝત કરી. આખરે મજઝૂબ થઈ ગયા. પાસે હતી એ સઘળી કિતાબો ઊંચકીને દરિયામાં ફેંકી દીધી !

એકવાર લોકોએ જોયું કે આપની મૂંછોના વાળ બહુ વધી

ગયા છે, પણ કોઈની હિંમત નો'તી કે આપને મૂંછના વાળ ઝીણા કરવા કહે. સુન્નત તરીકા મુજબ એ વાળ બારીક કરવાના હોય છે.

મવલાના સિરાજુદ્દીન સનામી (રહ.) કે જે શરીઅત બાબતમાં ભારે ચીવટ રાખનારા અને શરએ મુહમ્મદી માટે બહુ આગ્રહી હતા, કાતર લઈને આવ્યા ને આપની દાઢી હાથમાં પકડીને મૂંછોના વાળ કાતરી નાખ્યા. મૂંછો ઝીણી કરી દીધી. હઝરત 'બૂ અલી કલંદર એ પછી ઘણીવાર પોતાની દાઢી ચૂમીને કહેતા, 'આ દાઢી શરીઅતે મુહમ્મદી કાજે પકડવામાં આવી છે !'

આપનાં લખાણો અલ્લાહના ઈશ્કની વાતોથી છલકાતાં. આપના એક પત્રનો થોડોક ભાગ જોઈએ–

'ઓ ભાઈ ! તને અલ્લાહની મહેર અને મદદ મળે. તારામાંથી 'તું'ને અળગો કરી દે કે તારામાં ઈશ્કનો પ્રવેશ થાય, ને તને કુદરતના સૌંદર્યનો જલ્વો દેખાય.

ઓ બિરાદર ! દિલની આંખો ખોલ, ને ધ્યાનથી જો ! જો તો ખરો કે, તારે માટે આશિકે પોતાના ઈશ્કથી કેવી કેવી ચીજો સર્જી, કેવાં કેવાં સુંદરતમ્ દશ્યો ખડાં કર્યાં. તેણે પોતાની કુદરતી સૌંદર્યથી વેલીવૃક્ષ સજાવ્યાં. પ્રકાર પ્રકારના ફળમેવા પેદા કર્યાં. દરેક ફળમાં નવાં ને નોખા પ્રકારના સ્વાદમજા છે, ને ફૂલોમાં

અજબ કરી દેતી મસ્ત સુગંધ ! ન તો વેલીવૃક્ષને પોતાની ખબર છે, ન ફળફૂલને. એ સઘળું તો ઓ માનવી ! તારે માટે છે. જો, માલિકે તારે માટે મીઠીમધ શેરડી પેદા કરી, પણ શેરડીને નિજની મીઠાશની ખબર નથી. હરણની દૂંટીમાં મહેક મહેક થતી કસ્તુરી, એ ફક્ત તારે માટે. હરણને તો એની કશી ખબર નથી. તારે કાજ દરિયાઈ માછલીમાંથી અંબર પેદા કર્યું, બીચારી માછલીને તો એની જાણ પણ નથી. વાંસ–વનસ્પતિમાં કપૂર મૂકયું, પણ વાંસ–વનસ્પતિને એની કંઈ ખબર નથી. આ બધું તારે માટે સરજ્યું. તારે માટે સુગંધી સુખડનાં વૃક્ષ ઉગાડયાં. તારે કાજ મીઠું–મધૂરું મધ પેદા કર્યું. મધમાખીઓને તો એની મધુરપની કશી ખબર નથી. એ બધું તો તારે ખાતર જ છે. તો ઓ ભાઈ ! આશિકી ગ્રહણ કર. દુનિયામાં ક્યાં સુધી ડૂબેલો રહીશ ? !

તે આશિકે–અલ્લાહે પોતાના ઈશ્કને લઈ તને આ જગતમાં આણ્યો કે તારા દેહરૂપી આયનામાં તેની કુદરતનાં સૌંદર્યના સ્ત્રોત ફૂટે ને તને પોતાનાં રહસ્યો–ભેદોનો જાણભેદુ બનાવે ! **અલઇન્સાનુ સિર્રી** : ઈન્સાન તો મારો ભેદ–મારું રહસ્ય છે. આ બોલ તારી શાનમાં તો કહેવામાં આવ્યા છે ને ! તો આશિક બન ! હંમેશા તેના બધેબધ ફેલાવેલા હુસ્નને નીરખતો રહે, કે તારા હૃદયમાં તેના પ્રત્યે અને તેની મખ્લૂક પ્રત્યે પ્રેમ ઉભરાય રહે. આ દુનિયા અને તે દુનિયા–આખિરતને ઓળખ. બરાબર જાણી–સમજી લે કે તે દુનિયા–આખિરત કે ઉકબા હુઝૂર નબીએ

કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફૈઝનો દેશ છે. જ્યારે દુનિયા શયતાનનો દેશ ! એટલે કે દુનિયામાં શયતાને પોતાની જાળ બરાબર પાથરી રાખી છે. ચેતીને ચાલજે ને દુનિયા તથા ઉકબાનું રહસ્ય બરાબર પામી લેજે !'

રહમતુલ્લાહિ અલયહ !



## સૈયિદ શમસુદ્દીન તાહિર

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ રાજસ્થાનના રણથંભોર શહેરમાં રહેતા હતા. હઝરત શૈખ નૂર કુત્બે આલમના મુરીદ એવા સૈયિદ બુઝુર્ગ હતા. ઘણી લાંબી ઉંમર થઇ હતી, લગભગ એક સો પચાસ વરસ !

પીરોમુર્શિદ હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી (રહ.) પ્રત્યે ઘણી મુહબ્બત અને અકીદત હતી. અજમેર શરીફ આવતા તો કદીય વુઝૂ વિના શહેરમાં પ્રવેશ ન કરતા. પૂરી પાકીઝગી સાથે શહેરમાં આવતા. વુઝૂ તૂટી જશે એમ લાગતું તો તરત શહેર બહાર ચાલ્યા જતા કે અહીં વુઝૂ તૂટી ન જાય !

પીરાને તરીકતની કેટલી અદબ !

રહમતુલ્લાહિ અલયહ !

# મખ્દૂમ શૈખ ઇમાદુદ્દીન ગોરી

## (રહમતુલ્લાહિ અલયહ)

આપના પૂર્વજો અરબસ્તાનના વતની હતા. સુલ્તાન શિહાબુદ્દીન ગોરી સાથે હિંદમાં આવેલા. નારનોલ શહેરના મશહૂર બુઝુર્ગ છે.

શૈખ શયબાની (રહ.) કહે છે કે, શૈખ ઈમાદુદ્દીન ગોરી (રહ.)ને મેં બચપણમાં જોયેલા. કામિલ વલી હતા. શરીઅતની ભારે પાબંદી રાખતા. હુઝૂર સૈયિદુલ મુરસલીન મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એકે ય સુન્નત આપ છોડતા નહીં. નાનાંમોટાં દરેક કામ અને અમલમાં સુન્નતોને અનુસરતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો બહુ ઈશ્ક અને મુહબ્બત સહિત અપનાવતા. ફક્ર–ફાકાભર્યું જીવન આપને બહુ પસંદ હતું.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત ખ્વાજા મુહમ્મદ રવીજલ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ મજઝૂબ એવા મહા શૈખ હતા. શરીરે કપડાં પહેરતા

નહીં. એક ભઠિયારાની ભટ્ટીમાં સૂઇ રહેતા. ભટ્ટીના અંગારા આપના શરીરે અડતા તો ય આપને સહેજે ઈજા ન થતી. આગ આપને દઝાડતી નહીં. શયખુલ ઈસ્લામ શિહાબુદ્દીન રમેલી (રહ.) કહે છે કે, મને જે કાંઇ વિદ્યા મળી ને ફિકહશાસ્ત્રમાં મને જે કંઇ પ્રવીણતા પ્રાપ્ત થઇ તે માનવંત હઝરત મુહમ્મદ રવીજલ (રહ.)ની દુઆની બરકતથી છે. એકવાર તેઓ બપોરના વખતે મારા ઘરે આવ્યા ને મારા સિરાણે ઊભા રહી કહેવા લાગ્યા, 'શિહાબુદ્દીન ! તમારા માટે ઈન્શા અલ્લાહ, ઈલ્મનાં દ્વાર ખુલશે.' આટલું કહીને માનવંત જતા રહયા. પછીથી તેમની કૃપાદષ્ટિની અસર માલૂમ પડવા લાગી.

સુલ્તાન સલીમ બિન ઉસ્માનનું લશ્કર મિસરમાં દાખલ થયું તો આપ વારંવાર એવું કહેતા કે, રવીજલનો શો ગુનો છે કે લોકો એને ગરદન મારશે ? ! એ દિવસોમાં આપ જાણીતા બુઝુર્ગ શૈખ મુહમ્મદ અન્નાનના મઝારની જાળીઓ પાસે ઊભા રહી કહેવા લાગ્યા, 'ઓ હઝરત ! આ રવીજલનો શો વાંક છે કે લોકો એનું માથું કાપે છે ?' એ પછી આપ આગળ ચાલ્યા ને જામિઅ મસ્જિદના બહર નામે દરવાજામાંથી જેવા બહાર નીકળ્યા કે સુલતાનના લશ્કરના સિપાઈઓ સામા મળ્યા. તેમણે આપનું માથું તલવારથી ઉડાવી દીધું ! જાણે આ ઘટનાની આપને અગાઉથી જાણ થઇ ગયેલી. એ ઘટના હિજરી સન ૯૨૩ માં ઘટી.

રહમતુલ્લાહિ અલયહ !

# સૈયિદ મુહમ્મદ બિન જઅફર

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ અલ મક્કી, અલ હુસૈનીના લકબોથી આભુષિત હોઇ હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી રહમતુલ્લાહિ અલયહના અગ્રણી ખલીફા છે. તવહીદ અને તફરીદમાં ઉચ્ચ સ્થાન ધરાવતા આ મહા શૈખની ગણના અલ્લાહના કામિલ વલીઓમાં થાય છે.

પોતાના જાહેરી અને બાતિની અહેવાલ વિશે આપે જે કાંઇ લખ્યું છે તે વાંચીને અક્કલ છક થઇ જાય !

આપની એક લેખનકૃતિ 'બહરુલ મઆની' છે, એમાં તવહીદના અનેકાનેક હકાઇક અને મઅરિફતના ઘણા ઘણા અસરાર વર્ણવ્યા છે. બસ, અલ્લાહ તઆલાના ઇશ્કની મસ્તાનાવાર વાતો. રૂહ વિશે પણ આપે એક પુસ્તિકા લખી છે, એમાં રૂહ વિશે વર્ણન અને રહસ્યોનું આલેખન છે. 'પંચનિકાત' નામેય એક કૃતિ છે. વળી, 'બહરુલ અન્સાબ' નામે એક કિતાબમાં અહલે બૈતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને તે માનવંતોના કુળવંશ વિશે વિગતો અને પોતાના પૂર્વજોનો સિલસિલો એ આબરૂવંત વંશ સુધી પહોંચે છે, એનો નિર્દેશ પણ છે.

આપ લાંબી ઉંમર પામેલા. સો વરસ કરતાં વધુ. સુલ્તાન મુહમ્મદ તુગલકથી લઈને સુલ્તાન બહલોલ સુધી આપ હયાત હતા. આપ માનવંતના બાપદાદા જે મક્કા શરીફના આબરૂદાર લોકો હતા—મક્કા શરીફથી દિલ્હી આવ્યા. ફરી સરહિંદમાં વસ્યા.

'બહરુલ મઆની'માં આપ લખે છે કે, 'સાઠ વરસ સુધી હું જાહેરી ઉલૂમ હાસિલ કરવા પાછળ મંડયો રહયો, એમાં નિપૂણતા મેળવવા મેં ખૂબ મહેનત કરી. ખરી રીતે એ દિવસોમાં હું સાચા અને હકીકી મકસદથી ગાફેલ હતો. હવે છેલ્લાં ત્રીસ વરસથી મને મારો મકસદ હાસિલ થઈ ગયો. હવે મારી આંખો જે જૂએ છે તેને દિલની આંખો વડે હું જોઉં છું અને મારા કાન જે સાંભળે છે તે હોશના કાને મને સંભળાય છે.'

'બહરુલ મઆની'માં આપે અબ્દાલ, અવતાદ, અકતાબ, અફરાદ અને સઘળા રિજાલુલ્લાહ વિશે, તેમની સંખ્યા, તેમના મરતબા, તેમની કામગીરી, જવાબદારી, તેમની ઉંમર અને તેમના અહેવાલ તથા તેમના પ્રકારો વિશે ને કામ કરવાની પદ્ધતિઓ વિશે વિગતે લખ્યું છે. આટલી બધી વિગતો એક સાથે ભાગ્યે જ ક્યાંય જોવા મળે ! આપ ફરમાવે છે કે, એ સૌની સાથે મેં મુલાકાતો કરી છે, ને હરેકથી નેઅમત હાસિલ કરી છે. એટલું જ નહીં, સૌના મકામાત—મહાસ્થાનો મેં જોયાંભાળ્યાં છે. એટલે કે તેમનાં આબરૂવંત સ્થાનોનો મેં

મુશાહદહ કર્યો છે. આ ઉપરાંત, ૩૫૭ અબ્દાલ છે. આ ફકીરે તેમની સાથે નાઈલ નદી પાસેની પહાડી પર મુલાકાતો કરી, તે માનવંતો પહાડો–જંગલોમાં રહે છે. ફળફળાદિ, ઝાડનાં પાન, ગુંદર, ફૂલ અને વનવગડાની ચીજો એમનો ખોરાક છે.

એક સ્થાને લખે છે, 'ઓ મારા પ્રિય, સાંભળ ! કુત્બીય્યતના મકામમાં બે મહાન બુઝુર્ગો મઅશૂકીના દરજ્જે પહોંચ્યા : એક છે હઝરત ગવસુલ આ'ઝમ ખ્વાજા અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહ અને બીજા હઝરત ખ્વાજા નિઝામુદ્દીન બદાયૂની રહમતુલ્લાહિ અલયહ. આ બંને બુઝુર્ગો રૂહે અહમદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અમીઝરણાંથી તૃપ્ત થયા છે.'

આપ લખે છે, 'જે કાંઈ કલમમાં ઉતરે છે તે મારા દિલ પાસેથી મેળવે છે, ને દિલ મારી રૂહ પાસેથી, ને મારી રૂહ તેને રૂહે અલી (રદિયલ્લાહુ તઆલા અન્હૂ) પાસેથી મેળવે છે. જ્યારે હઝરત અલી (રદિયલ્લાહુ તઆલા અન્હૂ)ની રૂહ, હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂહ પુરફુતૂહથી. અલબત્ત, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈઝઝતવંત રૂહ, અલ્લાહ રબ્બુલ ઈઝઝતના કલામથી–કે જે કલામને સ્વર કે શબ્દનાં બંધન નથી–અવતરણ કરે છે–મેળવે છે. ઓ મારા પ્રિય ! હું વધુ લખતો નથી. જેટલું વધુ લખીશ, વધુ મુશ્કેલીમાં મૂકાઈશ. **ખયરુલ કલામિ મા**

કલ્લ વ દલ્લ : જે ટૂંકી પણ મુદ્દાસર ને વળી દલીલપૂર્ણ હોય તે વાણી સૌથી ઉત્તમ છે. વધુ લખવામાં પકડ થવાનો સંભવ રહે છે. આ વાતો તો કલામે પાકની શરહ રૂપે લખી છે. આથી મેં એને ખયરુલ કલામ (ઉત્તમ વાણી) કહી છે. (બહરુલ મઆની)

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ અબૂબક્ર મૂએતાબ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ બદાયુનના રહીશ હતા. હઝરત ઝિયા નબખ્શી રહમતુલ્લાહિ અલયહ પોતાની કિતાબ "સિલ્કુલ સુલૂક'માં લખે છે,

"માનવંત શૈખ અબૂબક્ર ઇશ્કે ઇલાહી અને ઝિક્રેઇલાહીમાં એવા તો મગ્ન હતા કે જાણે વાળ જેટલી ય જુદાઇ ન હતી. હું આપની ખબર પૂછવા ગયો. આપનો આખરી વખત નજદીક હતો, ને આ આલમે ખાકથી આલમે પાક ભણી જવાની તૈયારીમાં હતા. મેં જોયું કે આ કાવ્યપંક્તિ—કે જેમાં અનેકાનેક અસરાર—રહસ્યો છૂપાયેલાં છે—આપની જીભે હતી :

**કાલિબ ચૂં ગુબારસ્ત મિયાને મનો-તૂ,**
**ઉમ્મીદ કિ ઈનક અઝ મિયાને બરખેઝદ !**

આ દેહરૂપી ખોળિયું મારી ને તારી વચ્ચે ધૂળના ગોટા જેમ આડરૂપ છે. મને આશા છે, કે ટૂંકમાં જ ધૂળ–ગુબારનો એ ગોટો ઉડી જશે ને વચ્ચેની આડ દૂર થશે.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ શિહાબુદ્દીન

## (રહમતુલ્લાહિ અલયહ)

આપનું ઉપનામ હક–ગો (સત્ય વક્તા) છે. આ ઉપનામ પડવાનું કારણ એ હતું કે આપના જમાનામાં સુલ્તાન મુહમ્મદ તુગલક દિલ્હીનો રાજા હતો. તેણે પોતાના રાજ્યમાં જાહેરાત કરાવી કે મને મુહમ્મદ આદિલ–ન્યાયી મુહમ્મદના નામે સંબોધન કરવું.

હઝરત શૈખ માનવંતે આ વાત જાણી તો બાદશાહની સામે ખડા થઈ આ હુકમ સ્વીકારવાની ના પાડી. કહયું કે, અમે જુલમગારોને ન્યાયી નહીં કહીએ !

આ સાંભળી બાદશાહ બહુ ગુસ્સે થયો. તેણે હુકમ દીધો કે શૈખ શિહાબુદ્દીનને દિલ્હીના કિલ્લાને કાંગરેથી નીચે ફેંકી દો !

બાદશાહના હુકમનો અમલ કરવામાં આવ્યો.

મઝાર શરીફ પણ કિલ્લાની લગોલગ છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ સદરુદ્દીન હકીમ
### (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી રહમતુલ્લાહિ અલયહના ખલીફા હતા. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા રહમતુલ્લાહિ અલયહની પણ ફૈઝભરી અમીદષ્ટિ પામેલા.

આપના માનવંત વાલિદ સાહેબ સોદાગર હતા. હઝરત પીર બુઝુર્ગ ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા રહમતુલ્લાહિ અલયહ પ્રત્યે તેમને ઘણી અકીદત હતી, ઈરાદત હતી, વૃદ્ધ થયા તો ય અવલાદથી વંચિત હતા. આને કારણે બહુધા ઉદાસ અને ચિંતામાં રહેતા. એકવાર હઝરત ખ્વાજા બુઝુર્ગની સેવામાં પોતાની આ ચિંતા રજૂ કરી. હઝરત ખ્વાજા બુઝુર્ગે પોતાની પીઠ મુબારક એમની પીઠ સાથે ઘસી. ફરી બશારત આપી કે તમને પુત્રરૂપી રતન પ્રાપ્ત થશે, ઈન્શા અલ્લાહ !

અલ્લાહપાકથી ઉમ્મીદ બાંધી, હઝરત પીરોમુર્શિદની બશારત લક્ષે રાખી પુત્રપ્રાપ્તિની ઈચ્છા સાથે તે પોતાની પત્ની

પાસે ગયા. હકતઆલાએ એમને અવલાદની આશા આપી. દીકરો પેદા થયો તો અલ્લાહ તઆલાની એ નેઅમતને લઇ હઝરત ખ્વાજા બુઝુર્ગની સેવામાં હાજર થયા.

હઝરત ખ્વાજા બુઝુર્ગે બાળકને ગોદમાં લીધું. એ બાળક જ્યાં સુધી ગોદમાં રહયું, એની નજર માનવંત હઝરતના જમાલ પર—મોં મુબારક પર જ જામી રહી. આ બાળક તે શૈખ સદરુદ્દીન (રહ.)!

બાળશૈખ સદરુદ્દીનમાં ઈલ્મ—ઈરફાનનું તેજ ઝગારા મારી રહયું હતું, મજલિસમાં બેઠેલા સૌએ એની ઝાંખી કરી. હઝરત ખ્વાજા સાહેબે પોતાનો ઝભ્ભો ફાડી તે કપડાંમાંથી પોતાને હાથે બાળ સદરુદ્દીન માટે પહેરણ સીવી આપ્યું, ને પહેરાવ્યું, ફરી ફરમાવ્યું કે, બાળક, ઇન્શા અલ્લાહ, ઊંચા દરજા પામશે.

અને ખરેખર, અલ્લાહ તઆલાએ હઝરત શૈખ સદરુદ્દીનને લેખન અને વકતૃત્વ—બંને નેઅમતોની મોટી નવાઝિશ કરી. આપના બયાનો—વક્તવ્યો અને આપે લખેલી કિતાબો મઆરિફ અને હકાઇકથી, હિકમત અને બોધથી ભરેલી છે. આપ તિબ્બ કે વૈદકશાસ્ત્રમાં પણ પારંગત હતા. રોગીઓને દવા આપતા. તેમની સારવાર પણ કરતા. વળી, રૂહાની બીમારીઓથી પીડાતા હજારો લોકો આપની હિદાયતભરી રાહબરી મેળવી સાચો રસ્તો પામ્યા.

રિવાયત છે કે, આપને એક વાર પરીઓ ઉઠાવી ગઇ. પરીઓમાં કોઇ પરી બીમાર હતી, તેના ઈલાજ માટે. અલ્લાહે તે બીમાર પરીને આપના ઈલાજથી તંદુરસ્તી આપી, તો પરીઓએ આપને એક કાગળ આપ્યો. કાગળમાં કોઇ રહસ્યમય કે ગૂઢ લિપિમાં લખાણ હતું. કાગળ આપીને પરીઓએ કહયું કે, તમારા શહેરની ફલાણી ગલીએ જજો, ત્યાં એક કૂતરું બેસી રહે છે. આ કાગળ તે કૂતરાને બતાવજો !

પરીઓના કહયા મુજબ, આપે શહેરમાં તે ગલી શોધી કાઢી. જોયું તો ખરેખર, એક કૂતરું ગલીના ઓતરાદા ખૂણે બેઠું હતું. આપે પેલો કાગળ કૂતરાની આંખો સામે ધર્યો. કાગળ જોઇ તે ઊભું થઇ ચાલવા લાગ્યું ને શહેર બહાર એક જગ્યાએ પહોંચી ત્યાં ઊભું રહી ગયું. તેણે જમીન ખવળવા માંડી. થોડુંક ખોદયું કે ત્યાં એક ખઝાનો દેખાયો !

દુરવેશો બહુ ઉચ્ચ હિંમતવાળા હોય છે. એમની નજરમાં સોનું–ચાંદી ધૂળપથરાથી વિશેષ નથી હોતાં, હઝરત ખ્વાજા સદરુદ્દીન (રહ.)એ તે ખજાના પર માટી વાળી દીધી. ખજાનાની કશી પરવા ન કરી.

આપનો મઝાર દિલ્હીના અલાઇ કિલ્લામાં છે.

આપે લખેલ કિતાબો હકાઇક અને મઆરિફથી છલોછલ છે.

રહમતુલ્લાહિ અલયહ !

# શૈખ જમાલી

## (રહમતુલ્લાહિ અલયહ)

અજોડ એવા વ્યક્તિત્ત્વ ને રીતભાતવાળા મહા બુઝુર્ગ હતા. હઝરત મવલાના સમાઉદ્દીન (રહ.)ના મુરીદ ને મૂળ નામ જલાલખાં. ઉપનામ પણ 'જલાલી' રાખેલું. પાછળથી પોતાના પીરોમુર્શિદના સૂચનથી એ ઉપનામ બદલીને 'જમાલી' રાખ્યું. બચપણમાં હતા કે હેતાળ પિતાજી ગુજરી ગયા. પોતે હિંમત અને સ્વકુશળતાથી તા'લીમ–તરબિય્યત પ્રાપ્ત કરી.

કાવ્યશાસ્ત્રમાં પણ પારંગત હતા. આપના કસીદા ગઝલ અને મસ્નવી કરતાં ઉત્તમ છે.

પ્રવાસ ખૂબ ખેડેલા. હરમૈન શરીફૈનની ઝિયારત પણ કરી. મવલાના જલાલુદ્દીન દવાની અને મવલાના અબ્દુર્રહમાન જામી (રહ.) સાથે ય મુલાકાત કરેલી. આપ પ્રભાવ અને હેબતવાળા વિદ્વાન હતા. સભામજલિસ પર સદા છાઈ જતા. સુલ્તાન સિકંદર લોદીના જમાનામાં આપના જીવનની શરૂઆત થયેલી. બાદશાહ બાબર આપને બહુ માન આપતો. આપે બાબર વિશે તેમ એના દીકરા હુમાયૂ વિશે પણ કસીદા રચેલ છે.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

વિશેની આપે લખેલી નઅત શરીફની આ પંક્તિ બહુ વખણાયેલી :

**મૂસા ઝે હોશ રફ્ત બયક પરતવે સિફ્રાત,**
**તૂ અયને ઝાત મી નિગરી વ દર તબસ્સુમી !**

(અરે, હઝરત મૂસા અલયહિસ્સલામ તો સિફાતનો એકમાત્ર જલ્વો, એક ઝલકમાત્ર જોઈ હોશ ખોઈ બેઠા, પણ હે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ તો ઝાતપાકનો મુશાહદહ કરી રહયા છો ને મુખ મુબારક પર મુસ્કુરાહટ છે !)

કહે છે કે, આ શે'ર નબવી દરબારે પણ મકબૂલિય્યત પામ્યા અને એની બશારત કેટલાક સાલિહીનને ખ્વાબમાં થઈ !

શાહ હુમાયૂ જ્યારે ગુજરાત આવ્યો ત્યારે આપ પણ શાહની સાથે હતા, એ દિવસોમાં ગુજરાતમાં હિજરી સન ૯૪૨ માં આપની વફાત થઈ.

આપને દિલ્હી ખાતે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન કુદ્દિસ સિર્રહૂના મકબરા નજીક દફન કરવામાં આવ્યા. દિલ્હીમાં આપ માનવંતનો મુકામ એ સ્થળે જ રહેતો હતો.

રહમતુલ્લાહિ અલયહ !



# સુલ્તાન જલાલુદ્દીન કુરૈશી

## (રહમતુલ્લાહિ અલયહ)

કામિલ દુરવેશ હતા. હાલવાળા ને મજઝૂબ સમા ! આપના અહેવાલ એટલા વિસ્મયકારક અને અજીબોગરીબ છે કે, શબ્દોમાં એનું વર્ણન ન થઈ શકે. બહુધા ઉઘાડે માથે ને ઉઘાડે પગે રહેતા. પોશાક પણ સતર ઢાંકવા પૂરતો પહેરતા, ને જંગલોમાં ફર્યા કરતા. સઘળા ઉલૂમ એટલે વિદ્યાઓ અકલી, નકલી, હકીકી અને રસમી આપ જાણતા હતા. કદી કોઈ વિષય પર ચર્ચા થતી કે વાત નીકળતી ત્યારે એ વિષયની એવી ચિંતનભરી ને રહસ્યમય વાતો કહેતા કે સાંભળનાર, આપની ઈલ્મી ગેહરાઈ અને કમાલિય્યત જોઈ છક થઈ જતો !

આપના પર હરહમેશ હાલ છવાયેલો રહેતો, છતાં શરીઅતના હુકમોની બરાબર પાબંદી અને જાળવણી કરતા. આપની હિમ્મતભરી નજરોમાં દુનિયા કે દુનિયાદારનું લેશમાત્ર મહત્વ નો'તું. જ્યાં પણ જતા લોકો આપના આસ્થાળુ કે મોઅતકિદ બની જતા. લોકો ટોળે ને ટોળે આપની ચોમેર વીંટળાઈ વળતા, ને આપના અજીબોગરીબ હાલાત જોતા, ઈશ્ક—મસ્તીભરી આપની વાતો સાંભળતા.

કોઈને મુરીદ બનાવતા નહીં. કહેતા, મારો એક મુરીદ છે ખરો, હિશામ. તે મજઝૂબ છે ને જંગલોમાં ફર્યા કરે છે. કહે છે

કે, ઈલ્મ બાબતમાં આપને ફયઝે અકદસ હાસિલ થયો હતો. અરબી, ફારસી અને હિન્દીમાં કાવ્યો લખતા, ઈશ્ક– મસ્તીથી ભર્યાં–ભર્યાં, બાતિની ઉલૂમના રહસ્યોથી ભરપૂર !

મુલ્લા નૂરમુહમ્મદ નારનોલી (રહ.) કહે છે કે, એક વાર એવું બનેલું કે આપ સવારની નમાઝ વખતે મસ્જિદમાં આવ્યા. સફો ઓળંગતા આગળ ગયા ને નમાઝની નિય્યત બાંધી. જમાઅતનો વખત નજીક હતો, તો ય આપે લાંબી કિરઅત પઢતાં નમાઝ લંબાવી. આ બધી વાતો આગળ કરીને લોકો આપની સાથે વાદવિવાદમાં ઉતરી પડયા. વાસ્તવમાં એ વખતે આપના પર હાલ છાયેલો હતો ને મજઝૂબિય્યત પણ.

લોકોને જવાબ દેતાં આપે ફિકહની એટલી બધી રિવાયતો બયાન કરી કે સૌ હેરતમાં પડી ગયા ! આપે આ હદીસે કુદ્સી પણ ટાંકી :

**મન ઝકરની ફી નફસિહિ, ઝકરતુહૂ ફી નફસી....** જે કોઈ પોતાના મનમાં મને યાદ કરે છે, હું ય તેને મારા મનમાં યાદ કરું છું, જેણે મારો ઝિક્ર લોકો વચ્ચે કર્યો, હું તેનો ઝિક્ર એમનાં કરતાં ઉત્તમ ને ઉચ્ચ લોકોની વચ્ચે કરું છું.

એ પ્રસંગે આપે અંદાજો ન થઈ શકે એવી વિસ્મયજનક તકરીર કરી. તકરીર કરતાં કરતાં ખૂબ જોશમાં આવ્યા તો એકાએક જંગલ ભણી ચાલી નીકળ્યા !

આપના એક અકીદતમંદે આપનાં ફયઝભર્યાં બોધવચનો અને રહસ્યમય વાતોનો સંગ્રહ કરી તે સંગ્રહ આપની સામે પેશ કર્યો તો આપે એ કિતાબ તેના હાથમાંથી લઇ કૂવામાં નાખી દીધી. ઇશ્ક ને મુહબ્બતનો ગમ હર પળે દિલ પર છાયેલો રહેતો. બહુધા આ પંક્તિ આપની જીભે રહેતી :

**હાસિલે ઇશક્ત સેહ સખુન બેશ નેસ્ત,**

**સોખ્તમો સોખ્તમો સોખ્તમ !**

(તારી મુહબ્બતનો સાર ત્રણ બોલમાં આવી જાય છે : જાતે બળવું, જાતે બળવું, બસ બળવું !)

કદી કહેતા : ખામ બુદમ, પુખ્તહ શુદમ, સોખ્તમ !

કલંદરોનો પંથ અપનાવેલો. ઈબાદતોમાં ફરઝો– સુન્નતો બજાવીને સંતોષ માનતા. ફુસૂસુલ હિકમ અને તસવ્વુફની ઘણી ઘણી કિતાબો આપને જાણે મોઢે યાદ હતી. રિવાયત છે કે, સતત પાંચ વરસ સુધી આપે માણસ સુદ્ધાં જોયો નો'તો. ભેંકાર વનમાં રહેતા. ઝાડનાં પાંદડાં ને ફળફળાદિ પર ગુજારો કર્યો. રિજાલે ગેબ આપના ઉસ્તાદ હતા ને આપને ઇલ્મ શીખવવા આવતા.

દુનિયાથી દિલ ઉઠી ગયાનું ને મજઝૂબ જેવા થઇ જવાનું કારણ એમ બનેલું કે આપ કોઇ સ્ત્રી પર આશિક થઇ ગયેલા

અને ઈશ્ક–મુહબ્બતભરી આ અવસ્થા આપના પર એવી તો છાઇ ગઈ કે આપને મજઝૂબ સમા બનાવી દીધા. ફરી અજમેર ભણી ચાલી નીકળ્યા.

અજમેરના જંગલમાં આપે એક રૂહાની સિફત ઇન્સાન જોયો, બહુ સુંદર ને અત્યંત રૂપવંતો ! આપ તેની પાછળ થઇ ગયા. થોડા સમય પછી કોઈએ પૂછયું, 'તે કોણ હતા ?' શું તેઓ હઝરત ખ્વાજા ખિઝર (અલયહિસ્સલામ) હતા કે ?' આપે જવાબ દીધો, 'ના, એ તો મરદે ગેબ હતા. તે માનવંત સાત સો પચ્ચીસ જાતની વિદ્યાઓ જાણતા હતા.'

આપ કહેતા કે મારા પીરોમુર્શિદ એટલા તો સૌંદર્યવાન હતા, જાણે હઝરત યૂસુફ (અલયહિસ્સલામ) ! ને આપનો અવાજ એટલો કર્ણપ્રિય હતો કે જાણે હઝરત દાવૂદ (અલયહિસ્સલામ) ! હું મુરીદ થયો તો મને કહયું, 'જાવ, ક્યાંક નોકરી કરો !'' હું નોકરીની શોધમાં નીકળ્યો તો એક માણસ સામે મળ્યો. પૂછવા લાગ્યો, 'નોકરી કરશો કે ?' હું તેને ત્યાં નોકરીએ રહી ગયો. મારી પાસે ખાસો એવો પૈસા ને સરસામાન ભેગો થયો. મારા પીરોમુર્શિદે ફરમાવ્યું, 'એ બધું અલ્લાહ ખાતર લૂંટાવી દો !' મેં સઘળું લૂંટાવી દીધું. માનવંત પીરોમુર્શિદના કહેવાથી આવું તો ત્રણ વાર કર્યું !

ફરી હઝરત પીરોમુર્શિદ સાથે એક જંગલમાં ગયો. એ કયું જંગલ હતું તેની કોઈને ખબર નથી. એની નિશાની સુદ્ધાંની

કોઈને જાણ નથી. ત્યાં એક મોટો ઓરડો હતો. આ ઓરડામાં ઝરણું વહેતું હતું. હઝરત પીરોમુર્શિદ એ ઓરડામાં જ રહેતા, ને હું ઓરડા બહાર પડયો રહેતો. આ હાલતમાં પાંચ વરસ વીતી ગયા. નમાઝ સિવાય, અન્ય કોઈ સમયે અમારી મુલાકાત થતી ન હતી. આ પાંચ વરસમાં મેં કોઈ માનવી સુદ્ધાં જોયો હોય તો મારી આંખો ફૂટે ! એ દિવસોમાં મારા પીરોમુર્શિદે મને ત્રણ સો ઉપરાંત વિદ્યાઓ શીખવી. બાકીની વિદ્યાઓ વિશે ફરમાવ્યું, 'જાવ, હવે વધુ શીખવાનું તમારું ગજું નથી.'

એ પછી માત્ર એક વાર તે મર્દે રૂહાનીને—કે જે આપના ઉસ્તાદ હતા—જોયા. તે સામેથી પસાર થઈ રહયા હતા. આપ તે માનવંતની પાછળ ભાગ્યા, બહુ ભાગ્યા. ઘણી કોશિશ કરી, પણ તેમના સુધી પહોંચી શકયા નહીં. ફરી તે મરદે ગેબની મુલાકાત ન થઈ. ઘણી વાર આ વિશે ફરિયાદ કરતા. પીરોમુર્શિદના વિરહમાં ઝુરતા, ને તે માનવંતની યાદમાં દિલસોઝ કાવ્યપંક્તિઓ કહેતા.

એક વાર આપની સામે કીમિયા વિશે વાત નીકળી. આપની ખિદમતમાં બેઠેલા લોકોમાંથી કેટલાક કહી રહયા હતા કે ઈલ્મે કીમિયા તો અજબ એવી વિદ્યા છે ! આપે થૂંકી દીધું. થૂંકીને કહેવા લાગ્યા, 'છોડો, થૂ છે ઈલ્મે કીમિયા પર !' સંજોગવશાત્ આપનું થૂંક એક તાંબાની થાળી પર પડયું હતું. થૂંક પડતાં જ તે થાળી સોનાની થઈ ગઈ !

આપના વિશે આવી અનેકાનેક વિસ્મયકારક કરામતો અને ઘટનાઓ છે. થોડો વખત દિલ્હીમાં રહયા. બયાના, આગ્રા વગેરે પ્રદેશમાં પણ થોડો વખત ગાળેલો.

હિજરી સન ૯૪૮ માં આપ આ ફાની દુનિયા છોડી ગયા. માંડુ નજીકના કોઈ ગામે આપનો મઝાર છે.

રહમતુલ્લાહિ અલયહ !



## મિયાં કાઝીખાં ઝફર આબાદી

### (રહમતુલ્લાહિ અલયહ)

માનવંત હઝરત કરામતવાળા બુઝુર્ગ છે. પરહેઝગારી અને દીન પર અજબ ઈસ્તિકામત હતી. મુઆમલાતની સફાઈ અને વ્યવહારમાં પ્રમાણિકતા આગલા બુઝુર્ગો સમ હતી. હઝરત શૈખ હસન તાહિર (રહમતુલ્લાહિ અલયહ)ના મુરીદ અને ખલીફા છે.

આપ કહે છે કે, ત્રીસ–ત્રીસ વરસ સુધી મેં લોહીનું પાણી કર્યું અને ભારે રિયાઝતો કરી ત્યારે નફસની ધોકાબાઝીઓ અને ફરેબકારીઓ વિશે કંઈક જાણકારી મળી ને ખબર પડી કે નફસ કેમ કરીને આપણને ખોટે રસ્તે લઈ જાય છે. કયાં કયાં

સંતાઈ–લપાઈ રહે છે ને તક મળતાં નેકી અને તકવાની દોલતો–નેઅમતો લૂંટી લે છે !

સુલતાન નસીરુદીન મુહમ્મદ હુમાયૂએ પોતાની નઝર અને ભેટસોગાતો સ્વીકારવા અનેકવાર વિનંતી કરી, પણ બાદશાહની એ વિનંતીઓનો આપે સ્વીકાર ન કર્યો.

મઝાર શરીફ ઝફરાબાદ મુકામે છે. ૧૫ સફર, ૯૭૦ સન હિજરીમાં આપ વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ મુહમ્મદ મવદૂદ લારી
### (રહમતુલ્લાહિ અલયહ)

ઈલ્મે તવહીદના મહા જ્ઞાની અને ઈશ્કે ઈલાહીના મતવાલા હતા. બહુ ઉચ્ચ હિમ્મત અને ઉત્તમ ગુણો ધરાવતા. સન ૯૦૦ હિજરીમાં હિંદ આવ્યા. શૈખ અમાન (રહ.)ને આપની સાથે બહુ બેઠકઉઠક હતી. તે માનવંતે આપની પાસેથી તવહીદનો ઈલ્મ હાસિલ કર્યો, તેમ કિતાબ ફુસૂસુલ હિકમની તહકીક કરી, એમાં રહેલી બારીકીઓ સમજવા પ્રયત્ન કર્યો.

કહે છે કે, આપને ઈલ્મે કીમિયા જેવા અનેક અજીબો–

ગરીબ ઉલૂમની ખબર હતી. ઘણીવાર શૈખ અમાનને કહેતા, 'હું તો ફળોથી લચી–લચી પડતા વૃક્ષ જેવો છું. હલાવો ને મધમીઠા મેવા વીણી લો !' શૈખ અમાન પણ રાહે હકના સાચા આશિક હતા. કહેતા, 'મારા માનવંત ! આપની તવહીદની વાતો સો–સો કીમિયા જેવી હોય છે. ફરી અમારે કીમિયાની વિદ્યાનો શો ખપ ? !'

લાંબા સમય સુધી આગ્રામાં રહેલા. ફરી શૈખ અમાનની ખિદમતોનો અને તેમની સાથેની મુહબ્બતનો ખ્યાલ કરી પાણીપત જઈ રહયા.

અંતે પાણીપત મુકામે આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ બખ્તિયાર

## (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત ખ્વાજા અબ્દુલહક (રહ.)ના મુરીદ અને ખાસ શિષ્ય હતા. પીરોમુર્શિદનાં રહસ્યોના જાણભેદુ અને સઘળા

અહેવાલથી વાકેફ. પ્રવાસમાં તેમ અન્ય વખતે ય પીરો–મુર્શિદની સાથે રહેતા.

હઝરત શૈખ બખ્તિયાર (રહ.) શરૂઆતમાં એક સોદાગરના નોકર હતા. તે સોદાગર હીરામોતીનો વેપાર કરતો હતો. એકવાર તે રદોલી શહેરમાં વેપારના કામ માટે આવ્યો. શૈખ બખ્તિયાર પણ સાથે હતા. એ વખતે આપે હઝરત ખ્વાજા અહમદ (રહ.)ને જોયા. જોતાં જ દિલ પર એવી અસર થઇ કે આપના અકીદતમંદ બની રહયા.

અલ્લાહવાળાઓને જોઇ અલ્લાહ યાદ આવે છે. બસ, અલ્લાહના ઇશ્ક–મુહબ્બત ખાતર શૈખ બખ્તિયાર પીરોમુર્શિદની સાથે થઇ ગયા. પછી તો પીરોમુર્શિદ જ્યાં ય જાય, આપ સાથે જ હોય. બહુ ખિદમત કરતા.

કહે છે કે, શૈખ બખ્તિયાર (રહ.) હતા તો છેક અભણ. દીની કે દુન્યવી કશીય વિદ્યા શીખેલા નહીં, પણ પીરોમુર્શિદની સોહબતની બરકતથી ઇલ્મે મઅરિફતના આલિમ બની ગયા. દિલમાં અલ્લાહ તઆલાની મઅરિફતની જ્યોત જલી ઉઠી. જે કંઇ કહેતા–કરતા બસ, અલ્લાહની કિતાબ કે સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદમર્યાદામાં રહીને જ !

રહમતુલ્લાહિ અલયહ !



# મવલાના બુરહાનુદ્દીન મહમૂદ

## (રહમતુલ્લાહિ અલયહ)

દિલ્હીના સુલ્તાન ગિયાસુદ્દીન બલબનના જમાનાના પ્રખર આલિમોમાં આપની ગણના થાય છે. શરીઅત–તરીકતના સઘળા ઉલૂમમાં પારંગત હતા. અજોડ એવાં ઈલ્મોદાનિશ ધરાવતા. કાવ્ય રચનામાં પણ રસ હતો. દુરવેશીના ભાવો–પ્રભાવો છતાં કરતાં કાવ્યો આપે લખ્યાં છે.

આપ કહે છે કે, હું છ–સાત વરસનો હતો એ વખતે એકવાર મારા પિતાજી સાથે ક્યાંક જઈ રહયો હતો. એવામાં અલ્લામા મરગીનાની સાહેબની સવારી આવી રહી હોવાની બુમ સંભળાઈ. અલ્લામા મરગીનાની (રહ.) તે જમાનાના ખ્યાતનામ વિદ્વાન હતા. આપે 'હિદાયહ' નામે જાણીતી કિતાબ લખી છે. મારા વાલિદ બુઝુર્ગવાર મારો હાથ પકડી રસ્તાની એક કોરે થઈ ગયા.

અલ્લામા સાહેબની સવારી આવી પહોંચી તો મેં આગળ વધીને આપને સલામ કરી. તે માનવંત મારા ભણી ઘૂરી ઘૂરીને જોઈ રહયા હતા. મને જોઈ કહેવા લાગ્યા, "અલ્લાહ તઆલા મને આ કહેવડાવી રહયા છે કે, આ છોકરો મહા આલિમ થશે.' આ સાંભળી મને અનેરો આનંદ થયો ને હું આપની સવારીની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે માનવંતે મને જોયો

તો બોલ્યા, 'અલ્લાહ તઆલા મને આ કહાવી રહયા છે, ને હું કહું છું કે આ છોકરો એવા ઊંચા મરતબાએ પહોંચશે કે એના દરવાજે બાદશાહો સુદ્ધાં હાજર થશે !'

અલ્લામા મરગીનાની (રહ.)ની આ ભવિષ્યવાણી સાચી પડી. શૈખ બુરહાનુદ્દીન તે જમાનાના મહા આલિમ, જાહેરી–બાતિની વિદ્યાઓમાં ભારે પારંગત ગણાયા.

આપ કહયા કરતા કે અલ્લાહ તઆલા મને કોઈ કબીરા ગુનાહ વિશે પૂછશે તો તે માત્ર એક ગુનાહ વિશે પૂછશે. લોકો અરજ કરતા, 'માનવંત ! એ કયો ગુનાહ હશે ?' આપ કહેતા, 'સિતારનું ગીતસંગીત. મેં સિતારનું સંગીત બહુ સાંભળેલું, મને એ બહુ ગમતું.'

આપની કબર દિલ્હીમાં હોજ શમશીથી ઉગમણી દિશાએ છે. એને 'તખ્તએ નૂર' કહે છે. એટલે કે નૂરની પાટ. દિલ્હીના લોકો આપની કબર પરની માટી લઈ જતા, ને પોતાના બાળકોને એવી અકીદતથી ખવડાવતા કે એમને ઈલ્મ હાસિલ થાય ! આને કારણે કબર શરીફ પર ખાડા થઈ જતા ને વારંવાર માટી નાખી કબર દુરસ્ત કરવી પડતી.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ નિઝામુદ્દીન અબુલ મુઅય્યિદ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ માનવંત સુલ્તાન શમસુદ્દીનના જમાનાના મશહૂર બુઝુર્ગ છે. મહા શૈખ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન કુદ્દિસ સિર્રહૂના સમકાલીન હતા.

ફવાઈદુલ ફુવાદના વિદ્વાન સંપાદક મીર હસન કહે છે કે, એકવાર મેં પીરોમુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની સેવામાં અરજ કરી કે, આપ માનવંત નિઝામુદ્દીન અબુલ મુઅય્યિદની મજલિસમાં કોઈ વાર ગયેલા કે? હઝરત પીરોમુર્શિદ ફરમાવવા લાગ્યા, 'હા, નાનપણમાં હું ગયેલો, પણ એ વખતે મારી ઉંમર હજી નાની હતી અને સંતોની ઈશ્કભરી વાતોના અર્થો—ભાવાર્થો યથાયોગ્ય રીતે સમજી શકું એવો નો'તો. એક દિવસે હું એમની મજલિસે જવા નીકળ્યો. ત્યાં જઈ મેં જોયું કે આપ મસ્જિદને દરવાજે જોડા પહેરી ઊભા છે. ફરી પગમાંથી જોડા ઉતાર્યા ને તે હાથમાં લઈ મસ્જિદમાં દાખલ થયા ને બે રકા'ત નમાઝ અદા કરી. આજ સુધી મેં કોઈને હઝરત ખ્વાજા અબુલ મુઅય્યિદ જેટલાં શાંતિસુકૂન સાથે નમાઝ પઢતાં નથી જોયા!

એ પછી આપ મિમ્બર પર ચઢયા, તો કાસિમ નામે સારા અવાજ અને ઈલ્હાનવાળા એક કારીએ કુર્આને પાકની આયાત

પઢી. હઝરત શૈખ કહેવા લાગ્યા, 'મેં મારા બાબાના હાથનું લખાણ જોયું છે કે...' હજી આટલું જ બોલ્યા હતા કે હાજરજનો વિવશ બની રડવા લાગ્યા.

માનવંત હઝરતે એ પછી આ પંક્તિ ઉચ્ચારી :

**બર ઇશ્કે તૂ, વ બર તૂ નઝર ખ્વાહમ કર્દ,**
**જાં દર ગમે તૂ ઝેરો ઝબર ખ્વાહમ કર્દ !**

(હું તમારા ઈશ્ક પર ને તમારા પર એક નજર નાખીશ ને તમારી મુહબ્બતના ગમશોકમાં મારું જીવન બરબાદ કરી દઈશ .)

આ શે'ર સાંભળતાં જ હાજરજનોમાં શોર મચી ગયો !

માનવંત પીરોમુર્શિદ પર પણ એવો તો હાલ છાયો કે આગલા શે'ર યાદ ન આવ્યા. કહેવા લાગ્યા, 'ઓ મુસલમાનો ! શું કરું, આગલી પંક્તિ યાદ આવતી નથી.' આ શબ્દો આપે એવી આજિઝાના રીતે કહયા કે સાંભળનારા જાણે તડપી ઉઠયા ! કારી કાસિમે એ પછીની પંક્તિઓ યાદ અપાવી :

**પુર દર્દ દિલે બ ખાક દર ખ્વાહમ શુદ,**
**પુર ઇશ્ક સિરે ઝે ગોર બર ખ્વાહમ શુદ !**

(હું દર્દભર્યા દિલ સાથે માટીમાં ભળી જઈશ, ને તારા

ઈશ્કની ધૂન લઈને કબરમાંથી બહાર આવીશ.)

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ અહમદ નહરવાની

### (રહમતુલ્લાહિ અલયહ)

કાઝી હમીદુદ્દીન નાગોરી રહમતુલ્લાહિ અલયહના મુરીદ અને કામિલ બુઝુર્ગ હતા. આપનો ધંધો વણકરનો હતો.

શયખુલ ઈસ્લામ હઝરત બહાઉદ્દીન ઝકરિય્યા કુદ્દિસ સિર્રહુનો માપદંડ બહુ ભારે હતો. ભાગ્યે જ કોઈને વખાણવા પાત્ર લેખતા, પણ આપના વિશે કહેતા, 'શૈખ અહમદ તો અલ્લાહની મઅરિફતમાં એવા મસ્ત ને મગ્ન છે કે દસ સૂફીઓ ભેગા કરીએ તો ય એમની તોલે ન આવે !'

જાણીતા બુઝુર્ગ હઝરત પીરોમુર્શિદ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) સમાઅની જે મજલિસમાં આ પંક્તિથી અસર પામી અલ્લાહને પ્યારા થઈ ગયેલા :

**કુશ્તગાને ખંજરે તસ્લીમ રા,**

**હર ઝમાં અઝ ગૈબ જાને દિગરસ્ત !**

—એ મજલિસમાં હઝરત શૈખ નહરવાની (રહ.) પણ હાજર હતા.

મહા બુઝુર્ગ શૈખ નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.) કહે છે કે, હઝરત શૈખ અહમદ નહરવાની (રહ.) હાથસાળ પર કપડું વણતાં અલ્લાહની યાદમાં ખોવાય જતા. કદી તો આપના પર એવી હાલત છાઇ જતી કે પોતાની જાતનું ય ભાનસાન રહેતું નહીં, કામ બંધ કરી દેતા, પણ અલ્લાહની શાન કે આપમેળે કપડું વણાતું ચાલતું !

એકવાર પીરોમુર્શિદ કાઝી હમીદુદ્દીન નાગોરી (રહ.) આપને મળવા આવ્યા. મુલાકાત પછી પાછા વળ્યા તો કહેવા લાગ્યા, 'અહમદ ! ક્યાં સુધી આ કામ કરતા રહેશો ? !' આમ કહીને કાઝી સાહેબ તો જતા રહયા, હઝરત શૈખ અહમદે સાળ સંભાળી. કપડું વણવા મેખો કસવા લાગ્યા, મતી તંગ કરવા પ્રયત્ન કર્યો તો હાથ ભાંગી ગયો !

આ જોઇ હઝરત શૈખ અહમદ હિન્દીમાં કહેવા લાગ્યા, 'પેલા ડોસા (એટલે કે કાઝી હમીદુદ્દીન)નું જ આ કારસ્તાન ! મતી ભાંગી નંખાવી ને સાથે હાથ પણ !' એ પછી આપે કાપડ વણવાનું કામ છોડી દીધું ને પૂરી રીતે અલ્લાહમય બની રહ્યા !

બદાયૂન મુકામે આપની કબર છે.

રહમતુલ્લાહિ અલયહ !

# ખ્વાજા ઝિયાઉદ્દીન નબખ્શી

## (રહમતુલ્લાહિ અલયહ)

બદાયૂનના રહીસ હતા. એકાંતમાં અલ્લાહપાકની યાદ કર્યા કરતા. આપે અનેક કિતાબો લખી છે, જેમ કે સિલકુસ સુલૂક, અશ્રએ મુબશ્શરહ વગેરે. સિલકુસ સુલૂક અતિ મીઠાશભરી વાણીમાં લખાયેલી બહુ રસિક એવી કિતાબ છે. એમાં મશાયખની હિકાયતો અને કથનો વર્ણવાયા છે. આપની કાવ્યપંક્તિ છે :

**આકિલાંને ઝમાના મી ગોયન્દ,**
**આકિલી બાઝમાના સાખ્તનસ્ત !**

(દરેક યુગના અક્કલવાનો કહે છે કે, જમાના સાથે નિભાવ કરવામાં જ ડહાપણ છે.

**નબખ્શી ખેઝ, બા ઝમાના બસાઝ,**
**વરના ખુદ રા નિશાના સાખ્તનસ્ત !**

ઓ નબખ્શી ! ઉઠ, જમાનાની સાથે ચાલ, નહિતર લોકો તારી પાછળ પડશે ને તને મુશ્કેલીમાં મૂકશે.

એવી નોંધ મળે છે કે જાણીતા બુઝુર્ગ ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.)ના પૌત્ર અને ખલીફા શૈખ ફરીદ સાથે આપ

નિસ્બત અને ઈરાદત ધરાવતા હતા.

સિલકુસ સુલૂકમાંથી કેટલીક વાતો અહીં નોંધી છે :–

એક વાર એક અમીરે લોંડી–નોકરડી ખરીદી. તે બહુ ઈલ્મવાન અને અલ્લાહવાળી હતી. રાત થઈ ત્યારે અમીરે કહયું, 'ઓ કનીઝ! મારી પથારી તૈયાર કરી દે, હું સૂઈ જાઉં!'

નોકરડી કહેવા લાગી, 'ઓ માલિક, આપનો ય કોઈ મવલા– માલિક છે કે?' અમીરે કહયું, 'કેમ નહીં! અલ્લાહ મારો માલિક છે.' નોકરડી બોલી, 'શું તે ય સૂએ છે ખરો?' અમીરે કહયું, 'ના.' ચાકરડીએ કહયું, 'તો પછી આપને શરમ નથી આવતી કે માલિક તો જાગે ને તમે સૂઈ જાઓ!' સાર એ કે સાચા બંદાએ તો રાતે અલ્લાહપાકની યાદમાં પરોવાઈ જવું જોઈએ.

અલ્લાહ તઆલાએ એક વાર હઝરત મૂસા અલયહિસ્સલામને હુકમ દીધો કે તમારી કૌમમાં જેટલા નેક લોકો હોય તેમને બીજાઓથી અલગ કાઢો. હઝરત મૂસા અલયહિસ્સલામએ અવાજ દીધો તો ઘણા લોકો અલગ થઈ ગયા. હુકમ થયો, 'એમાં જે અતિ નેક લોકો હોય તેમને તારવી કાઢો.' હઝરત મૂસા અલયહિસ્સલામએ સિત્તેર જણને તારવી કાઢયા. ફરી હુકમ થયો કે એમાંથી ય જે વિશેષ નેક હોય તેમને વણી લો, તો હઝરત મૂસા અલયહિસ્સલામએ ત્રણ જણને

વણી લીધા.

હુકમ આવ્યો, 'ઓ મૂસા ! મારા નઝદીક આ ત્રણેય બુરા છે, કારણ કે જ્યારે એમણે સાંભળ્યું કે તમે નેક લોકોને બોલાવી રહ્યા છો તો એ પોતાને નેક–સાલેહ સમજીને બહાર આવ્યા !'

ઓ મારા અઝીઝ, ઓ મારા પ્રિય બંધુ ! ઈબાદત કરીને મોટાઈ મારનાર કરતાં ઈબાદત નહી કરનાર સારો. શરીઅતમાં પ્રતિવાદીને કેદ કરાય છે, જ્યારે તરીકતમાં તો વાદીને–દાવેદારને બંધનોમાં ઝકડી લેવાય છે, કેદ કરી દેવામાં આવે છે.

અહકામે તરીકતના હાકેમો કે દુનિયા જેમના હુકમોને તાબે છે, કહે છે કે પોતાના નફસ–મનને તાબેદાર માણસ કરતાં તો એક બિલાડીને તાબે રહેનાર સારો છે !

હઝરત વહબ બિન મુનબ્બહ (રહ.) કહે છે કે, હઝરત કઅબ બિન અહબાર (રદિ.) મસ્જિદમાં સૌથી પાછલી સફોમાં ઊભા રહેતા. આપને કોઈએ પૂછયું કે એમ કરવામાં શો ભેદ કે શું રહસ્ય છે ? ફઝીલત તો આગલી સફોમાં ઊભા રહેવામાં છે.'

આપે ઉત્તર દીધો, 'મેં તવરાતમાં એવું વાંચેલું કે હુઝૂર મુહમ્મદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતમાં એવા લોકો હશે કે જ્યારે એમાંનો કોઈ સિજદામાં હશે ને તેણે હજી પોતાનું માથું સિજદાથી પૂરી રીતે ઉઠાવ્યું ય

ન હશે કે તેની પાછળ ઊભેલા દરેકને અલ્લાહ રબ્બુલ ઈઝઝત બખ્શી દેશે. આ કારણે હું સૌથી પાછળ ઊભો રહું છું, કે એવાં નેક માણસના સિજદાના તુફૈલમાં મારું કામ બની જાય !'

હઝરત રાબિયા બસરી (રહ.)ને કોઈએ પૂછયું કે, તમે શયતાનને તમારો દુશ્મન માનો છો કે ? આપે જવાબ દીધો, 'હું દોસ્ત, (અલ્લાહ)ની મુહબ્બતમાં એવી લીન રહું છું કે મને દુશ્મનની કંઈ ખબર કે તમા નથી.'

એક વાર એક દુરવેશને કોઈએ કહયું કે મને તમારો સહવાસ બહુ ગમે છે, મને તમારી સાથે રાખો. દુરવેશે કહયું, 'જ્યારે હું નહીં હોઉં ત્યારે તું કોની સાથે રહીશ ?' તેણે કહયું, 'પછી તો અલ્લાહ છે. ' દુરવેશ બોલ્યા, 'તો પછી એમ માની લે કે હું નથી ને અત્યારથી જ અલ્લાહનો સાથ ધારણ કર ! તે જ બેહતરીન સાથી છે.'

ઓ મારા પ્રિય બાંધવ, સાંભળ ! હુઝૂર રિસાલતે મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મેઅરાજ વેળા જ્યારે આલમે બાલાથી પાછા ફર્યા ત્યારે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામએ પૂછયું : 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જે ઉપલા આલમમાંથી આપ આવ્યા છો ત્યાં આપે શું જોયું ? હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જવાબ દીધો, 'અહીં તો એવો મામલો

છે, કે મુહમ્મદ પોતે મુહમ્મદને પૂછી રહયા છે કે તમે શું જોયું? અલિમ મન અલિમ, ફહિમ મન ફહિમ : જાણ્યું એ જાણ્યું, સમજ્યા એ સમજ્યા! (સાર એ કે તે આલમને શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી.)

ઓ મારા ભાઈ! એક દિવસ—સવારથી સાંજ સુધી તું તારા નફસ—મન સાથે લઢી—વઢી તો જો, જંગ તો કરી જો. ફરી જો કે કેવું પરિણામ આવે છે! મર્દ તો તે છે કે જે પોતાના નફસ સાથે લડે. એની સાથે તો સુલેહ હોઈ શકે નહીં. તો મારા પ્રિયબંધુ! તું તારા નફસની ચોકી રાખજે, તેનો હિસાબ લેજે. જેમ તારા નફસનો હિસાબ માંડીશ તેમ તારી ખ્વાહિશોની બાદબાકી થતી ચાલશે. ખ્વાહિશો—મનેચ્છાઓ ઓછી થતી ચાલશે.

વાઘ પર સવાર થવું ને સાપની ચાબુક બનાવવી એ તો સહેલું છે. ખરું તો એ છે કે, ત્રાજવાના બે પલ્લામાં સમતોલપણે બેસે ને હકનું કામ કરે—એટલે કે બે પલ્લાં સરખાં રહે છે તેમ ન્યાય પુરઃસર જીવન બસર કરે, ને દીને હકનું કામ કરે.

એક વાર હઝરત ખ્વાજા જુનૈદ (રહ.)ને કોઈએ ખ્વાબમાં જોયા. પૂછયું, 'ત્યાંના શા સમાચાર છે? આપનો મુઆમલો ક્યાં સુધી આવ્યો?' તે માનવંતે જવાબ દીધો, 'ભાઈ, અહીંનું કામ તો દુનિયામાં ધારતા હતા એથી વધુ કઠિન છે!'

એક વાર એક બુઝુર્ગ બજારમાં જઈને કંઈક ખરીદવા ચાહતા

હતા. એક દીનાર—સોનાનો સિક્કો લીધો ને તેને ઘરમાં તોળ્યો. ફરી બજારમાં જઈ વટાવવા લઈ ગયા. સોનીએ તે તોળ્યો તો ઓછો થયો. આ જોઈ તે બુઝુર્ગ રડવા લાગ્યા. લોકોને આશ્ચર્ય થયું. કહયું, 'માનવંત ! એમાં રડવા જેવું શું છે ?' સોનીને કાંટે ઉતરે એ ખરું !' આપ બોલ્યા, 'મારું ય એ જ કહેવું છે. જ્યારે આજે ઘરનું તોલેલું બજારમાં પૂરું ન ઉતર્યું તો કાલે આખિરતમાં દુનિયાના અમલો કેવા ઉતરશે તેની શી ખબર કે શી ખાત્રી ? આપણે તો મોટી આશાઓ બાંધીને બેઠા છીએ ને ત્યાં આપણા નેક અમલો ઉણા ઉતરશે તો ફરી શું થશે ? !'

હઝરત ખ્વાજા ઝિયા નબખ્શી (રહ.) સન ૭૮૧ હિજરીમાં વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા બહાઉદ્દીન

### (રહમતુલ્લાહિ અલયહ)

ભારે બરકતો અને કરામતોવાળા બુઝુર્ગ છે. મૂળ વતન સરહિંદ નજીક જીંદ ગામે હતું. માંડૂ રાજ્યના કોઈ રાજવીની વિનંતીથી ત્યાં ગયેલા. કાદરી બુઝુર્ગ હતા. એમાં શત્તારી પંથ અપનાવેલો.

જ્યારે આપ કશી પાક ખૂશબૂ, ફૂલ, અગર—અત્તર કે સુખડ વગેરે સૂંઘતા તો ઝોક અને હાલ છાઇ જતો. એવા મસ્ત થઇ જતા, જાણે હમણા પ્રાણ નીકળી જશે ! કહે છે કે, આપ વૃદ્ધ થયા ને કમજોરી બહુ વધી પડી એ દિવસોમાં એક માણસ આપની ખિદમતમાં સુગંધની પળી લઇને આવ્યો. એ સુંઘતાં ઝોક, લુત્ફ અને આત્મિક આનંદમાં એવા ડૂબી ગયા કે આપની વફાત થઇ ગઇ.

આપે 'રિસાલએ શત્તારી' નામે કિતાબ લખી છે. એમાં છે, **અત્તુરુકુ ઇલલ્લાહિ બિઅદદિ અન્ફાસિલ ખલ્ક** : અલ્લાહ તઆલા સુધી પહોંચવાના એટલા બધા રસ્તા છે, જેટલી કે તેની મખ્લૂક. સાર એ કે આ જગતની દરેક વસ્તુ—માનવીઓ, જિન, પશુપક્ષી, પહાડદરિયા, વેલાવૃક્ષ વગેરેનું સર્જન અલ્લાહની મઅરિફત પામવા માટે પૂરતો બોધ આપી રહેલ છે.

ત્રણ તરીકા જાણીતા છે : ૧. તરીકે ઈખ્તિયાર, એમાં નમાઝ, રોઝહ, તિલાવતે કુર્આન, હજ અને જિહાદ છે. બીજો તરીકો મુજાહદાત અને રિયાઝતનો છે. એ દ્વારા ખરાબ અખ્લાકનું પોતામાંથી નિકંદન કરી શકાય છે. પોતાના નફસને પાક કે પવિત્ર કરાય છે. દિલને સર્વ ગંદકીઓથી સાફ કરી નિર્મળ બનાવાય છે. મુજાહદાત અને રિયાઝતથી રૂહ અજવાળી શકાય છે. એથી રૂહ અંજાય—મંજાય છે. આ તરીકો

અબરારનો છે. ત્રીજો તરીકો શત્તારિયહ છે. એ તરીકો જલ્દી મકસદ પૂરો કરાવે છે. એના દસ ઉસૂલો છે : તવબહ, ઝુહદ, તવક્કુલ, કનાઅત, ઉઝલત, તવજ્જોહ, સબર, રઝા, ઝિક્ર અને મુસાકબા.

આપ માનવંત સન હિજરી ૯૨૧ માં આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા નસીરુદ્દીન

### (રહમતુલ્લાહિ અલયહ)

હઝરત ખ્વાજા બુઝુર્ગ બાબા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના મોટા દીકરા છે. આખી ઉમર અલ્લાહપાકની ઈબાદતમાં પરોવાયેલા રહયા. હલાલ રોઝી માટે આપ ખેતીવાડી કરતા ને એની આવકથી સંતોષ માનતા. અલ્લાહ, રહમાન, રહીમના હુકમોની બજામણીમાં બહુ ચોકસાઈ રાખતા.

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા નુરુદ્દીન પરરાન

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ કામિલ દુરવેશ હતા. મૂળ વતન લાર. પોતાના પીરોમુર્શિદના સૂચનથી દિલ્હી આવ્યા. સુલ્તાન ગિયાસુદીન બલબનના જમાનાના મશાયખે કિરામમાં આપની ગણના થાય છે.

મહા બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) આપના રોઝાની ઝિયારત માટે આવ્યા કરતા. સિયરુલ અવલિયામાં હઝરત ખ્વાજા બુઝુર્ગ પોતાના જીવનની એક ઘટના વર્ણવે છે હું જુમ્અહની નમાઝ માટે કેલોખળીની મસ્જિદે જતો હતો. એક વાર જુમ્આને દિવસે હું કેલોખળી જવા નીકળ્યો. તે દિવસે તાપ બહુ હતો. ઉની લાય–લૂ ચાલતી હતી. મારે રોઝહ હતો. એકાએક મને ચક્કર આવ્યા. આથી હું એક દુકાનમાં ઘડીભર બેસી ગયો. એ વખતે મારા મનમાં વિચાર આવ્યો કે મારી પાસે કોઈ સવારી કે વાહન હોત તો ઠીક થાત. એમાં બેસીને હું જામેઅ મસ્જિદ ચાલ્યો જાત, આવો વિચાર કરતો હતો કે મને શૈખ સઅદી (રહ.)ની આ પંક્તિ યાદ આવી ગઈ :

**મા કદમ અઝ સર કુનૈમ દર તલબે દોસ્તાં,**
**રાહ બજાએ ન રવદ હર કિ બ ઇકદામ રફ્ત !**

(અરે, અમે તો દોસ્ત (અલ્લાહ)ની તલબમાં માથાભેર રસ્તો કાપીએ છીએ. પગપાળા જનારા એ મંઝિલે પહોંચતા નથી.)

દિલમાં સવારી–વાહનમાં બેસવા વિશે જે ખતરો આવ્યો, એનાથી મેં તોબા કરી. મન મક્કમ કરીને હું જામિઅ મસ્જિદે પહોંચી ગયો. ત્રણે'ક દિવસ થયા હશે કે હઝરત ખ્વાજા નુરુદ્દીન મલિકયાર પરરાન (રહ.)ના એક ખલીફા મારે ત્યાં આવ્યા. તેમની સાથે એક ઘોડી પણ હતી. તે કહેવા લાગ્યા કે, 'લો, આ ઘોડી તમારે માટે ભેટ લાવ્યો છું, એ સ્વીકારી લો.' મેં નમ્રતાપૂર્વક કહયું, 'આપ તો એક દુરવેશ છો. દુરવેશ પાસેથી આવી ભેટ કેમ લેવાય ?' તે કહેવા લાગ્યા, 'વાત એમ છે કે મારા પીરોમુર્શિદ આજ ત્રણ રાતથી મને ખ્વાબમાં ફરમાવી રહયા છે કે એક ઘોડી લઈને શૈખ નિઝામુદીનને તોહફારૂપે આપી આવો !'

તે માનવંતની આવી વિનંતી છતાં મેં તેમની પાસેથી ઘોડી લેવા ના પાડી ને કહયું, 'મારા પીરોમુર્શિદ જો આ ભેટ મોકલત તો હું જરૂર સ્વીકારત !' તે હઝરત પાછા ગયા ખરા, પણ બે–ચાર દિવસ પછી ફરી વાર બીજી સવારી લઈને આવ્યા. મેં આ વખતે ના ન પાડી ને અલ્લાહની દેન સમજીને સ્વીકારી લીધી. એ પછી એટલી બરકત થઈ કે અમારે ત્યાં ઘોડા કાયમ રહેતા. એમાં વધારો થયા કરતો.

લોકો કહેતા, 'હઝરત ખ્વાજા નુરુદ્દીન મલિકયાર જ્યારે દિલ્હી આવ્યા ત્યારે, અત્યારે જ્યાં આપનો મઝાર છે ત્યાં મુકામ કર્યો. નજીકમાં શૈખ અબાબક્ર તૂસી નામે કલંદરનો પડાવ હતો. તે આપના આગમનથી નારાજ થયો ને ઝઘડવા લાગ્યો. આપે કહયું, 'હું કંઇ આપમેળે અહીં નથી આવ્યો. મારા પીરોમુર્શિદના મોકલ્યો હું અહીં આવ્યો છું.' કલંદર બોલ્યો, 'એની શું સાબિતી ?'

આપના માનવંત પીરોમુર્શિદ તો દિલ્હીથી બહુ દૂર રહેતા હતા, પણ આપ પળવારમાં ત્યાંથી સાબિતી લઇને આવી ગયા ! તે દિવસથી આપનું ઉપનામ પરરાન (પાંખવાળા) પડી ગયું. અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.

આપનો મઝાર જમના નદીને કાંઠે શૈખ અબાબક્ર તૂસી (રહ.)ની ખાનકાહની સામે છે. અતિ અઝમતભર્યું, દિલ પર ભય છાઇ દેતું આ સ્થળ બહુ હેબતનાક અને ભયાવહ ભાસે છે. કહે છે કે, અહીં પરીઓ રહે છે.

રહમતુલ્લાહિ અલયહ !

## શૈખ નજીબુદ્દીન મુતવક્કિલ

### (રહમતુલ્લાહિ અલયહ)

ખ્વાજા બુઝુર્ગ, હઝરત પીરોમુર્શિદ બાબા ફરીદુદ્દીન

ગંજેશકર રહમતુલ્લાહિ અલયહના ભાઈ અને ખલીફા છે. તરીકત માર્ગના અતિ પરિશ્રમી એવા મહા તપસ્વી હતા. ભારે તવક્કુલવાળા સંત લેખાય છે. બોતેર વરસ શહેરમાં રહયા, પણ કોઈ જાતનો વઝીફો સ્વીકાર્યો નહીં. બચરવાળ હોવા છતાં બહુ ઝિંદાદિલી સાથે નિજાનંદમાં રહેતા. એટલા અલ્લાહમય કે આજે કયો દિવસ ને કયો મહિનો છે, ને પાસે કેટલા દિરહમ છે તેની કશી ય ખબર ન હતી.

એક વાર ઈદના દિવસે આપને ત્યાં દુરવેશ આવ્યા. સંજોગવશાત્ તે દિવસે ઘરમાં ખાવાને કંઈ નો'તું. ઘરના ઉપલા મજલે જઈને દુઆ કરવા લાગ્યા કે, યા અલ્લાહ ! આજે ઈદનો દિવસ છે, એ શું આમ જ વીતી જશે કે ? બાળબચ્ચાં ભૂખ્યાં રહેશે ? મુસાફિરો નિરાશ થઈ પાછા જશે ? ! એકાએક એક ઘરડો માણસ દેખાયો. તેના હાથમાં ખાણાથી ભરેલો મોટો થાળ હતો. કહેવા લાગ્યો, 'ઓ શૈખ ! તમારા તવક્કુલના તો અર્શ પાસે મલ–એ આ'લામાં વખાણ થાય છે, ને તમે ખાણાની રાહ જુઓ છો !' આપે જવાબ દીધો, 'મારા માનવંત, મને મારી નહીં, આ પ્રિય દુરવેશોની ચિંતા હતી.' એ ખાણું લાવનાર કદાચ હઝરત ખિઝર અલયહિસ્સલામ હતા.

મહા શૈખ હઝરત પીરોમુર્શિદ ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) કહે છે કે, હજી હું મારા પીર હઝરત બાબા સાહેબની ખિદમતમાં સંકળાયો ન હતો એ દિવસોમાં એક વાર મેં હઝરત

શૈખ નજીબુદ્દીન મુતવક્કિલ (રહ.)ની મજલિસમાં હાજર થઈ અરજ કરી, 'હે શૈખ ! સૂરએ ફાતિહા અને સૂરએ ઈખ્લાસ એવી નિય્યતે પઢો કે મને કોઈ જગાનું કાઝીપદ મળી જાય !'

શૈખ સાહેબે મારી વાત જાણે સાંભળી, ન સાંભળી કરી દીધી. મને થયું કે, આપ માનવંતે કદાચ મારી અરજ સાંભળી નથી. આથી મેં ફરીવાર અરજ કરી કે, ઓ આબરૂવંત શૈખ ! એક વાર સૂરએ ફાતિહા અને સૂરએ ઈખ્લાસ એવી નિય્યતે પઢો ને કે હું કોઈ જગાએ કાઝી બની જાઉં ! આપ માનવંત મુસ્કુરાઈને કહેવા લાગ્યા, 'નિઝામુદ્દીન ! તમે કાજી નથી બનવાના, તમારે તો બીજી ખિદમત કરવાની છે.'

હઝરત શૈખ નજીબુદ્દીન (રહ.)એ એકવાર પોતાના પીરોમુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજેશકર રહમતુલ્લાહિ અલયહની સેવામાં અરજ કરી કે માનવંત ! લોકો તો કહે છે કે, આપ મુનાજાતમાં જ્યારે 'યા રૂબ !' કહો છો ત્યારે તેનો જવાબ આવે છે કે લબ્બૈક ! (હા, મારા બંદા !). આપ ફરમાવવા લાગ્યા, 'ના, અલબત્ત, **અલઇરજાફુ મુકદમતુલ કવ્ન** : કદાચ, અફવાઓ બનનારા બનાવોની અગમચેતી દેતી હોય છે.

શૈખ નજીબુદ્દીને પૂછયું, 'મારા માનવંત ! આપની ખિદમતમાં અબદાલ આવે છે ને ?' હઝરત બાબા ફરીદુદ્દીન

ગંજેશકર રહમતુલ્લાહિ અલયહ કહેવા લાગ્યા, 'તમે પણ અબદાલ લોકોમાંથી જ છો ને !'

આપનો મઝાર દિલ્હીમાં હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહની આરામગાહે જતાં રસ્તામાં, સુલ્તાન મુહમ્મદ આદિલશાહે બંધાવેલ વિજય માંડલની સામે છે.

રહમતુલ્લાહિ અલયહ !



## સૈયિદી મવલા

### (રહમતુલ્લાહિ અલયહ)

સુલ્તાન ગિયાસુદ્દીન બલ્બનના જમાનામાં દિલ્હીમાં રહેતા હતા. મોટી સંખ્યામાં લોકો આપના મુરીદ અને અકીદતમંદ હતા. સૈયિદી મવલા લોકોને ખાવાનું ખવડાવતા. આપના લંગરખાનામાં ગરીબો–મિસ્કીનો રોજ જમતા. કેટલાક કહેતા, આપ તો કીમિયા જાણે છે, નહિતર આટલું બધું ખર્ચ ક્યાંથી કરે ! કેટલાક આપના તસર્રુફ અને કરામતો પર આસ્થા રાખતા તો અમુક જણ કહેતા, 'આપ તો જાદૂ જાણે છે ! વાસ્તવમાં આપને હાથે વારંવાર કરામતો જાહેર થયા કરતી.'

સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના સમયમાં અબૂબક્ર તૂસીના કલંદરોએ આપને મારી નાખ્યા. જે દિવસે આપ શહીદ થયા દિલ્હીમાં પવનનું એટલું ભારે તોફાન આવ્યું ને ધૂળની એવી ડમરીઓ ઉઠી કે આખો દિલ્હી વિસ્તાર અંધારામાં ડૂબી ગયો, જાણે કિયામત આવી લાગી ! આ જોઈ સુલ્તાન અલાઉદ્દીનને સૈયિદી મવલા પ્રત્યે બહુ આસ્થા ને અકીદતમંદી જમ્મી. અગાઉ એ કશી આસ્થા રાખતો ન હતો. અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ હસન તાહિર

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ હઝરત રાજી હામિદ શાહ (રહ.)ના મુરીદ છે. હઝરત હાજી સૈયિદ નૂર પાસેથી ય ખિલાફતની નેઅમત પામેલા. આપના પિતાજી ઈલ્મી વ્યવસાય અર્થે બિહારમાં રહેતા હતા, ત્યાં આપનો જન્મ થયેલો. જુવાની કાળથી જ–જ્યારે કે આપ ઈલ્મ હાસિલ કરતા હતા–દુરવેશોનો સહવાસ અપનાવેલો.

ઈલ્મે તવહીદ અને સુલૂકના તરીકા વિશે આપે અનેક

કિતાબો લખી છે. જે પૈકી એક મિફતાહુલ ફૈઝ : ફૈઝની ચાવી છે. આ કિતાબમાં સુલૂક શું છે ? સાલિક કોને કહેવો ? નફસની પાકીઝગી અને દિલની સફાઇ શી રીતે થાય ? મગજ કે મસ્તિષ્કનું એકાંત કેમ કરી હાસિલ થાય ? વળી, રૂહને શી રીતે આંજીમાંજી શકાય ? વગેરે પ્રશ્નોની ચર્ચા છે. આ પ્રશ્નોના જવાબમાં આપ લખે છે, ભાષાકોશમાં સુલૂકના અર્થ છે ચાલવું. સામાન્ય રીતે ચાલવું એટલે એક જગાએથી બીજી જગ્યાએ જવું. અલબત્ત, નફસને ધ્યાનમાં લઇને આનો ભાવાર્થ એ છે કે, નફસને ક્રમે ક્રમે પાકીઝગી ભણી આગળ વધારવો. ધીરે ધીરે નફસની મલીનતાઓ દૂર કરતા ચાલવું. નફસને પાકીઝગી મળી રહી છે એમ ક્યારે સમજાય ? નફસ–મનના પાશવી અને ભૂંડા ગુણો દૂર થાય ને ફરિશ્તા સમ નેક અખ્લાક આવે, અમ્મારગી દૂર થઇ લવ્વામહી અને મુત્મઇન્નગીથી નફસ શોભાયમાન બને.

દિલનો આયનો દુનિયાની જંજાળો અને ફિકર–ચિંતાઓના કાટમેલથી સાફ થાય ને દુનિયા, દુનિયાવાળાઓ તેમ દુનિયાની ચીજોનો શોખ–આસક્તિ કે રગબત ઓછાં થવા લાગે, દુનિયાની લોભલાલચ કમ–ઓછી થવા માંડે અને નિરર્થક વિચારો, ભયો, શંકાકુશંકાઓ અને અંદેશાઓથી દિલ મુક્ત થાય તો દિલની સફાઇ થઇ છે એમ માનવું.

મસ્તિષ્કનું યા વૈચારિક એકાંત એ છે કે, શિરને અલ્લાહ

તઆલા સિવાયના સઘળા વિચારો—અંદેશાઓથી અને હકતઆલા સિવાયની હો—હા—થી મુક્ત રાખવું. શિરની ચોકી રાખવી કે હક સિવાયના અંદેશાઓ એમાં પ્રવેશે નહીં, કદાચ એકાએક પેસે તો ય નકારી કાઢે.

રૂહને આંજવી—માંજવી એટલે કે રૂહને હકના મુશાહદહના નૂરથી, ઝવકોશવક, મુહબ્બત અને અસરાર તેમ મુશાહદહના અનવારથી ઓતપ્રોત અને ઓજસ્વી કરવી. આમ પાશવી ગુણો બદલવા, માનવીય ક્ષતિઓથી નીકળી અખ્લાકે ઈલાહીથી આભુષિત થવું એ સુલૂકની હકીકત છે. સાલિકે એની હકીકત સમજી લેવાની છે.

રહમતુલ્લાહિ અલયહ !



# મીર સૈયિદ અબ્દુલ અવ્વલ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ બહુ બુદ્ધિવાળા અને દરેક પ્રકારની વિદ્યાઓમાં પારંગત હતા. વિવિધ વિદ્યાવિષયે પુસ્તકો લખ્યાં છે. હદીષવિદ્યામાં સહીહ બુખારીની એક શરહ યાને વિવરણ લખેલ છે. એનું નામ છે ફયઝુલ બારી. 'સિરાજી'નું કાવ્યમાં રૂપાંતર કરી તેનું વિવરણ પણ લખ્યું છે.

ફારસી ભાષામાં નફસની ઓળખ—નફસની હકીકત સંબંધી સમીક્ષા ને વિવેચન કરતું પુસ્તક તથા સફરુસ સઆદહમાંથી અગત્યના ચરિત્રો ચૂંટીને એક નાનો રિસાલો લખેલ છે. આ ઉપરાંત, અનેક પુસ્તકો તથા વિવરણો અને હાશિયા (ફૂટનોટ્સ) લખ્યાં, જે આપનાં ઈલ્મપ્રેમ અને ગાઢ જ્ઞાનના દ્યોતક છે. આપની અંગત લાયબ્રેરીમાં અનેક વિદ્યાશાખાઓ જેમ કે સીરત—ચરિત્ર, દર્શન, ઈતિહાસ, ફિકહ, તસવ્વુફ તેમ હદીષ વિષયક સેંકડો કિતાબો હતી.

આપનો જન્મ જો કે દક્ષિણ ભારતમાં થયેલો, પણ આપ ગુજરાતમાં રહેલા. અહીંથી હરમૈન—શરીફૈનની ઝિયારતે ગયા, ફરી અહમદાબાદ પાછા ફર્યા. આખરે ખાનખાનાં બહેરામખાંની વિનંતીથી દિલ્હી ગયા. બહેરામખાં દુરવેશો સાથે મુહબ્બત રાખતો ને અલ્લાહની મખ્લૂક પર હેત. તેમ આલિમો—ફાઝિલોની કદર કરતો.

આપની કિતાબ 'મઅરિફતે નફસ'માંથી કેટલીક અસરારભરી વાતો જોઈએ :

માણસના દેહમાં રૂહ તથા દિલ નકારી ન શકાય એવાં ઘટકો છે. જે બીજા દેહથી ય અસર પામતાં હોય છે. એમાં છાની—અછાની હિકમતો છે. દરેક રૂહ, એક રૂહ અને મુલકની હેસિયત ધરાવે છે, જે એક એકમ અને ઘટકના ગુણો સહિત અન્ય દેહો, નફસો અને માનવીય રૂહો સાથે સંકલિત હોવા

સાથે તેમનામાં એનો તસર્રુફ–હસ્તક્ષેપ પણ હોઈ શકે. ઈન્સાનનો નફસ, જેમ દેહ તથા દેહ સાથેના સઘળા અવયવો અંગ–ઉપાંગોમાં તસર્રુફ કરે છે, તેમ એક રૂહનો સંબંધ અને તસર્રુફ અનેક દેહોમાં હોઈ શકે. માનો કે એક નફસ બહુ શક્તિશાળી છે ને એ જેમ સ્વશરીરમાં દખલ ને તસર્રુફ કરે છે તેમ એની દખલ કે એનો તસર્રુફ આખા ઘર સાથે કે એના દરોદીવાર સુધી ય હોય છે. એ રીતે કે તે પૂર્વની ભીંતને પશ્ચિમની, પશ્ચિમની ભીંતને પૂર્વની બનાવી દે.

એ રીતે એનાથી વધુ શક્તિશાળી નફસ આખા શહેરમાં ઊંચુંનીચું કરી શકે–તસર્રુફ કરી શકે. આખું શહેર એના અંગો જેવું બની રહે. બસ, એ રીતે એક નફસ આખા ખંડમાં ને એક આખી ધરતી પર તસર્રુફ કરી શકે.

હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામનો દાખલો લઈએ. આપ અલયહિસ્સલામની રૂહ કે આપનો દેહ આકાશો : અફલાક અને અનાસિરનો મજમૂઓ છે. આથી આપનો મુકામ સિદ્રતુલ મુન્તહા પર છે, ને તેણે સાતેય આકાશોને ઘેરેલાં છે. આ મુકામ સાત આકાશોથી ય ઊંચે છે. આ પરથી સાબિત થાય છે કે અલ્લાહના આબરૂવંત પયગંબર હઝરત યૂસુફ અલયહિસ્સલામને આપના ભાઈઓએ જ્યારે કૂવામાં નાખ્યા ત્યારે મહા ફરિશ્તા હઝરત જિબ્રઈલ (અલૈ.)ને હુકમ થયો કે, **અદરિક અબ્દિ** : મારા બંદાને સંભાળી લો ! ઈઝઝતવંત

પયગંબર હઝરત યૂસુફ અલયહિસ્સલામ કૂવાને તળિયે પહોંચે એ પહેલાં હઝરત જિબ્રઈલ (અલૈ.)એ પોતાના હાથમાં લઇ લીધા–સંભાળી લીધા ને સરળતાથી કૂવાને તળિયે મૂકી દીધા.

તો મહા ફરિશ્તા હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ વિશે કોઈ એમ ન કહી શકે–કોઈ એવા વાંધાવચકા ન કાઢી શકે કે તે માનવંતે સાત હજાર વરસે કાપી શકાય એટલું અંતર એક પળ માં કેમ કરી કાપ્યું ને કૂવામાં પહોંચી ગયા ?! વાસ્તવમાં સાતે ય આસમાન અને અવકાશ તો તે માનવંતના અવયવો સમ છે. આ આલમમાં આપનો હસ્તક્ષેપ કે તસર્રુફ સાંગોપાંગ તે માણસ જેવો છે, જે પોતાના દેહ કે અંગોઉપાંગોમાં હસ્તક્ષેપ કે તસર્રુફ કરતો હોય છે. તે પોતાના હાથપગને દબાવે છે, ખંજવાળે છે, તે કપડાં પહેરે છે.... વગેરે. જાણે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામના ગળાના હારમાંથી એક મોતી ખરી પડેલું જે હજી છાતી સુધીય પહોંચ્યું નો'તું કે આપ માનવંતે એને હાથમાં ઉઠાવી લીધું ! એવું જ મહા ફરિશ્તા હઝરત ઈઝરાઈલ (અલયહિસ્સલામ)ની રૂહનું છે કે સઘળી અરવાહ, તે માનવંતના અવયવો સમ છે. કોઈ માણસ પોતાના અંગો–અવયવોને જેટલી સરળતાથી સ્પર્શે–અડેઆભડે એવી સરળતા કે આસાનીથી તે માનવંત જગતના ગમે તે ખૂણેથી રૂહોને કબજે કરી લે છે– ખેંચી લે છે.

આ અર્થો–ભાવાર્થોમાં માનવંત હઝરાતે અંબિયાએ કિરામ

અલયહિમુસ્સલામના મુઅજિઝા તથા માનવંત અવલિયા રહમતુલ્લાહિ અલયહિમ અજમઇનની કરામતોની સાબિતી સમાયેલી છે, કારણ નબી તેમ વલીના નફસમાં તે માનવંતોના દરજા અનુસાર શક્તિઓ રહેલી છે, જે તે માનવંતોના દેહોની બહાર પણ એ રીતે તસર્રુફ કરતી હોય છે, જેમ માણસ પોતાના દેહમાં તસર્રુફ કે અધિકાર કરતો હોય છે. અલ્લાહના આખરી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર રૂહ, તમામ આલમની જાન છે, એનો આલમ આખાના સઘળા વિભાગોમાં તસર્રુફ હોય. આથી તો તે અતિ આબરૂવંત નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આંગળીના એક ઈશારા માત્રથી ચંદ્રના બે ટુકડા કરી દીધા. એટલી આસાનીથી, જાણે વધેલો નખ અલગ કરી દીધો.

વિદ્વાન સૈયિદ અબ્દુલ અવ્વલ (રહ.) લાંબી ઉંમર પામેલા. હિજરી ૯૬૮ માં અલ્લાહને પ્યારા થયા.

રહમતુલ્લાહિ અલયહ !



## ખ્વાજા અહમદ અબ્દુલહક

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ માનવંત દુરવેશ, હઝરત ખ્વાજા જલાલ પાનીપતી

રહમતુલ્લાહિ અલયહના મુરીદ છે. તસર્રુફવાળા બુઝુર્ગ હતા. આપની અનેક કરામતો જાહેર હતી. નજર બહુ અસરકારક હતી. અજોડ એવાં ફક્ર અને સુક્ર હતાં. ફકીરી તથા ઝવકો–શવકમાં અગ્રણી તપસ્વી હતા.

હજી આપ સાત વરસના હતા ત્યારથી અલ્લાહપાક પ્રત્યેના ઈશ્ક મુહબ્બત આપનામાં પ્રગટ થવા માંડેલાં. આપનાં અમ્માજાન રાતે તહજ્જુદની નમાઝ માટે ઉઠતાં તો આપ પણ ઉઠી જતા. અલબત્ત, માજીને ખબર પડવા ન દેતા. ઘરના એક ખૂણામાં બેસી નમાઝ પઢતા. એક રાતે માને ખબર પડી ગઈ. આપને ખૂણામાં નમાઝ પઢતાં જોઈ લીધા. માએ હેત અને મમતાથી કહયું, 'બેટા, હજી તમે બહુ નાના છો, અત્યારે ન ઉઠો !'

મા આ રીતે વહાલા દીકરાને તહજ્જુદ માટે ઉઠવાની મનાઈ કરતાં રહયાં, પણ અલ્લાહપાકની મુહબ્બત આપના પર બહુ પ્રભાવપૂર્વક છાયેલી હતી. તલબે હકમાં ઘર છોડી ચાલી નીકળ્યા. એ વખતે આપની ઉંમર બાર વરસની હતી.

માદરે વતન રદોલીથી મહા મુશ્કેલીએ દિલ્હી આવ્યા. દિલ્હીમાં આપના ભાઈ શૈખ તકીય્યુદ્દીન રહેતા હતા. તે મોટા આલિમ હતા. તેમણે આપને કિતાબો પઢાવવાનું શરૂ કર્યું, પરંતુ આપ તો કહેતા, મારે તો અલ્લાહ તઆલાની મઅરિફતનું જ્ઞાન મેળવવું છે.

ભાઈ, આપને ઉલમાએ કિરામ પાસે લઈ ગયા. તેમણે આપને પાસે બેસાડી હેતથી વાત કરી, ને વ્યાકરણશાસ્ત્રની કિતાબ સામે મૂકી. તે શીખવવાની શરૂઆત કરી. આપે તે તરફ લક્ષ ન દીધું. કહેવા લાગ્યા, 'મને તો અલ્લાહપાકનો ઈલ્મ શીખવો છે, એ સિવાય મારે કંઈ શીખવું નથી.' આપની વાત્તો સાંભળી સૌ અચંબો પામતા. અંતે ભાઈનું ઘર છોડીને ય જતા રહયા. એ પછી આપને સાચા ગુરુ—સાચા પીરોમુર્શિદ મળી ગયા. હઝરત ખ્વાજા જલાલ પાણીપતી (રહ.)ની ખિદમતમાં જઈ સુલૂકનો મારગ અપનાવ્યો. રાતદિન ઝિક્રફિક્રમાં ડૂબેલા રહેતા. અંતે અલ્લાહ તઆલાએ આપને અનેક બાતિની કમાલાત અર્પણ ફરમાવ્યા.

આપ કહેતા કે મનસૂર તો બાળક જેવા હતા. વેઠી શક્યા નહીં ને અસરાર ખોલી નાખ્યા. આ તરીકામાં અલ્લાહપાકના કેટલાય બંદા એવા છે કે ઈશ્કના દરિયા પી જાય છે ને ડકાર પણ લેતા નથી.

કહે છે કે, આપની ખાનકાહમાં આ અવાજ સંભળાતો : રહમતુલ્લાહિ તઆલા અલા જમીઈ ઈબાદિહિસ્સાલિહીન !

હિજરી સન ૮૩૭ માં આપ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા હસન અફઘાન

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ મહા શૈખ હઝરત ખ્વાજા બહાઉદ્દીન ઝકરિય્યા (રહ.)ના મુરીદ છે. જાણીતા સંત પીરોમુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) કહેતા, 'હસન અફઘાન તો સાહિબે વિલાયત એવા ઊંચા દરજા પામેલા બુઝુર્ગ છે.'

એક વાર આપ ક્યાંક જઈ રહયા હતા. નમાઝનો વખત થયો. નજીકમાં એક મસ્જિદ દેખાઈ. નમાઝ માટે અંદર ગયા. જમાઅત ઊભી થઈ તો આપ જમાઅતમાં શરીક થઈ ગયા, ને ઈમામ સાહેબ પાછળ નમાઝ પૂરી કરી.

નમાઝ પછી લોકો વિખેરાયા તો આપે ઈમામ સાહેબ પાસે જઈ કહયું, "મારા માનવંત ! તમે નમાઝ શરૂ કરી. હું તમારી પાછળ નમાઝમાં સામેલ થયો. નમાઝમાં ને નમાઝમાં તમે તો અહીંથી દિલ્હી પહોંચી ગયા ! ત્યાંથી ગુલામો ખરીદી શહેરોમાં ફરતા ફરતા મુલ્તાન આવ્યા ! હું તો તમારી પાછળ પાછળ ફરીને પરેશાન થઈ ગયો ! આ તે કેવી નમાઝ !

ઈમામ સાહેબ નમાઝમાં વિચારો પાછળ ભમતા હતા, એ તરફ હઝરત ખ્વાજા હસન અફઘાન (રહ.)એ ધ્યાન દોર્યું. આપે નૂરે બાતિનથી ઈમામ સાહેબની આ હાલત પામી લીધી

હતી. ઈમામ સાહેબે પોતાની નબળાઈનો સ્વીકાર કર્યો, ને એકચિત્તે ખુશૂઅ–ખુઝૂઅ્ભરી નમાઝને બદલે વિચારોની ભરમારવાળી નમાઝ બાબતે ખ્વાજા સાહેબે કરેલી ટકોરથી પૂરતો બોધપાઠ લીધો.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ બુરહાનુદ્દીન નસફી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ કામિલે હાલ બુઝુર્ગ હતા. કોઈ શાગિર્દ ઈલ્મ શીખવા આપની ખિદમતમાં આવતો તો આપ ફરમાવતા, 'પ્રથમ મારી ત્રણ શરતો જાણી લો. એ મંઝૂર હોય તો હું તમને તા'લીમ આપીશ. પહેલી શરત એ કે તમારે દિવસમાં એક જ વાર જમવું, જેથી ઈલ્મ બરાબર ગ્રહણ કરી શકો. બીજી શરત એ કે કોઈ પણ દિવસ ખાડો ન કરવો. રોજ નિયમિત સબક માટે આવવું. જો ખાડો કરશો તો બીજે દિવસે હું સબક પઢાવીશ નહીં. બીજી શરત એ કે કદાચ રસ્તામાં મારી મુલાકાત થઈ જાય તો સલામ કરી, તરત પસાર થઈ જવું. રસ્તે વિનમ્રતા, ઈન્કિસાર કે વિશેષ તા'ઝીમની કશી ચેષ્ટા ન કરવી.'

રહમતુલ્લાહિ અલયહ !

# ખ્વાજા સૂફી બધની

## (રહમતુલ્લાહિ અલયહ)

કેથલ કસબામાં એક બુઝુર્ગ રહેતા, જે શૈખ સૂફી બધની નામે જાણીતા હતા. દુનિયાના મહા ત્યાગી, અલ્લાહની ઈબાદતના અતિ શવકીન!

ખયરુલ મજાલિસમાં હઝરત ખ્વાજા નસીરુદીન ચિરાગે દેહલી (રહ.) કહે છે કે, હઝરત સૂફી બધની (રહ.)ને ઈબાદતનો અનહદ ઝવક ને શવક હતો. બસ, મસ્જિદની મેહરાબ સામે પડયા રહેતા ને રાતદિન નમાઝ પઢયા કરતા. નમાઝ સિવાય બીજું કંઈ કામ ન કરતા. આપની પાસે ઘણા લોકો આવતા. એકવાર કેટલાક આલિમો આવ્યા. આપે તેમને પૂછયું, 'જન્નતમાં નમાઝ હશે કે નહીં ?' તેમણે ઉત્તર દીધો, 'જન્નત તો દારે–જઝા–બદલો મળવાની જગા છે. ત્યાં તો નેકીઓનો બદલો મળશે. બસ, આનંદ જ આનંદ. મજા જ મજા હશે! ઈબાદતોની આ પાબંદી તો દુનિયામાં જ છે.'

આ સાંભળી હઝરત સૂફી બધની કહેવા લાગ્યા, 'જ્યાં નમાઝ ન હોય એવી જન્નતનું મારે શું કામ ? !'

નોંધ છે કે, જ્યારે આપ યાદે હકમાં લીન થઈ જતા તો એવી હાલત થઈ જતી કે આપનું માથું ને હાથ–પગ જુદાં થઈ

જતાં ! શયખુલ ઈસ્લામ હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના જમાનામાં આપ હયાત હતા. કહે છે કે, આપના મઝારના ગુંબદ પર કોઈએ કાગડો બેઠો જોયો નથી.

લોકો કહેતા કે એક વાર હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (રહ.) અને સૂફી બધની (રહ.) ચંગેઝી મુગલોને હાથે ગિરફતાર થઇ ગયા. ચંગેઝી આક્રમણખોરો કેદીઓની કશી દરકાર કરતા નહીં. એક દિવસ કેદખાનાના સૌ કેદીઓ ભૂખ–તરસથી બેહાલ બની રહયા હતા. મહા શૈખ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)થી કેદીઓનું આ દુ:ખ જોવાતું ન હતું. આપે બાતિની તસર્રુફથી પોતાની બગલમાંથી કાક (રોટલીઓ) કાઢી ને કેદીઓમાં વહેંચી. હઝરત સૂફી બધની (રહ.)એ પાણી ભરેલું બધનું કાઢયું ને બધા કેદીઓને પાણી પાયું. તે દિવસથી આપ 'સૂફી બધની' કહેવાયા. હિન્દી ભાષામાં કૂજા જેવા માટીના વાસણને બધનું કહે છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ અહમદ બદાયૂની

### (રહમતુલ્લાહિ અલયહ)

મહા બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રંહ.)

કહે છે, કે શૈખ અહમદ બદાયૂની મારા દોસ્ત હતા. બહુ નેક અને પરહેઝગાર બુઝુર્ગ. દુરવેશો પ્રત્યે આપને ભારે અકીદત અને આસ્થા હતી. અબ્દાલો સરખા ગુણો ધરાવતા. આપ ઈલ્મ શીખ્યા નો'તા. અભણ હતા છતાં આખો દિવસ શરીઅતના મસાઈલની પૂછપરછ ને તેહકીક કર્યા કરતા.

આપ આ ફાની દુનિયાથી વિદાય થયા તો વફાત પછી એક રાતે આપને મેં ખ્વાબમાં જોયા કે હમેશની ટેવ મુજબ મસાઈલ અને અહકામ પૂછી રહયા છે. મેં કહયું, 'આપ તો મરી ગયા. જે મસ્અલા પૂછી રહયા પૂછી રહયા છો તેની જરૂરત તો જિંદગીમાં હોય છે !' તેમણે ઉત્તર દીધો, 'અલ્લાહના વલીઓને તમે મરેલા સમજો છો કે ?' (સાર એ કે તે માનવંતો તો અલ્લાહ પાસે એક ખાસ જિંદગી પામતા હોય છે.)

રહમતુલ્લાહિ અલયહ !



# કાઝી મિનહાજ જુરજાની

## (રહમતુલ્લાહિ અલયહ)

મહા વિદ્વાન હતા, ને પોતાના જમાનાના અસરવાળા બુઝુર્ગ. આપે 'તબકાતે નાસિરી' નામે વિખ્યાત પુસ્તક લખ્યું છે.

હઝરત ખ્વાજા બુઝુર્ગ શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.) કહે છે કે, હું દર સોમવારે આપની વઅઝ સાંભળવા જતો. એક વાર આપે વઅઝમાં આ ચોપાઇ કહેલી :

**લબ બર લબે લઅલે દિલબરાં ખૂશ કરદન,**
**વ આહંગે સરે ઝુલ્ફ મુશવ્વશ કરદન,**
**ઇમરોઝ ખુશસ્ત, લેક ફર્દા ખુશ નેસ્ત,**
**ખુદ રા ચૂં ખસે તઅમએ આતિશ કરદન !**

(મહબૂબાના લાલ લાલ અધરોની મઝા માણવાનું અને તેની વિખરાયેલી ઝુલ્ફો સાથે રમવાનું આજે તો તને બહુ ગમે છે, પણ ઓ ગાફિલ ! ચેતી જા. કાલે કિયામતને દિવસે તારે ઘાસની પેઠે ક્યાંક દોઝખની આગનું ઈંધણ બનવા વારો ન આવે ! તો આ આનંદપ્રમોદમાં અલ્લાહને ન ભૂલતો.)

મેં આ પંક્તિઓ સાંભળી તો મારા પર એટલી અસર થઇ કે દિવસો સુધી હું બેખુદ રહયો. મારા પર ખાસ કેફિય્યત છાયેલી રહી !

રહમતુલ્લાહિ અલયહ !

## મવલાના અહમદ હાફિઝ

**(રહમતુલ્લાહિ અલયહ)**

મહા આલિમ અને મર્દે ખુદા હતા. હઝરત ખ્વાજા બુઝુર્ગ

શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.) કહે છે કે, એકવાર હું મારા પીરોમુર્શિદ શયખુલ ઈસ્લામ હઝરત બાબા ફરીદુદ્દીન કુદ્દિસ સિર્રહુની ઝિયારત માટે નીકળ્યો. રસ્તામાં સુરસી ગામ નજીક પહોંચ્યો તો મવલાના અહમદ હાફિઝ મળ્યા. કહેવા લાગ્યા, 'હઝરત શૈખના રોઝા મુબારક પર જાઓ ત્યારે મારા સલામ પહોંચાડજો ને અરજ કરજો કે મને દુનિયાની તલબ નથી. મારી અંતરની ઈચ્છા તો આ છે : **'તવફ્ફની મુસ્લિમંવ્ વ અલ હિક્ની બિસ્સાલિહીન'** : અલ્લાહ એક મુસલમાન તરીકે મારો ઉઠાવ કરે—મને મોત આપે ને પોતાના નેક બંદાઓમાં મને શામેલ કરી લે !' (સૂરએ યૂસુફ : ૧૦૧)

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ અબ્દુલ કુદ્દૂસ

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ ઈલ્મ—અમલમાં અજોડ હતા. શૈખ મુહમ્મદ (રહ.)ના હાથ મુબારક પર બયઅત કરેલી. ઉપરાંત શૈખ અબ્દુલ્લાહ (રહ.) પાસેથી રૂહાની ફૈઝ પામ્યા. તે માનવંત પ્રત્યે આપને ભારે અકીદત—આસ્થા હતી. 'અનવારુલ ઉયૂન' આપની કૃતિ છે. વળી 'રિસાલએ કુદસિયા' પણ.

આ રિસાલામાં આપે ભૂખના અર્થ વર્ણવ્યા છે. આપ લખે છે : માણસના જઠરમાં કુદરતી રીતે જે ભૂખ મૂકવામાં આવી છે તે જાણે દોઝખની આગથી ય વધુ ઉગ્ર ને ગરમ છે. આ ભૂખ માણસ પાસે ન કરવાનાં કામો ય કરાવતી હોય છે. અલબત્ત, ભૂખ દિલનો કાટ સાફ કરે છે, ને અલ્લાહ તઆલાની હસ્તીનું ભાન કરાવે છે. ઈન્સાનિય્યતને રહમાનિય્યત તરફ તે લઈ જાય છે. આ રીતે ભૂખ દ્વારા માણસ અલ્લાહ સુધી પહોંચી શકે છે. આવી વિશેષતા માનવી સિવાય બીજા કોઈ પ્રાણીમાં મૂકવામાં આવી નથી. અન્ય પ્રાણીઓને ભૂખ લાગે છે, પણ તે સાવ સિફલિય્યાત રૂપે છે.

મલાઈકહ અને અરવાહ, જો કે ઉલૂવિય્યાતમાંથી એટલે કે ઉચ્ચ પ્રકારની મખ્લૂકમાંથી છે, પણ તેમનામાં ભૂખની આગ નથી, તેઓ પોતાના મુકામ કે સ્થાનથી આગળ વધી શકતા નથી. એ કામ તો આગ કરતી હોય છે. ફરી એમાં દર્દ–મુહબ્બત અને ઈશ્કની ભરમાર !

ભૂખનાં ત્રણ સ્થાન કે મુકામ છે : પહેલા સ્થાનને ભૂખની આગ કહે છે, જેનો ખોરાક, પાણી તથા ખાદ્યચીજો છે. બીજા મુકામને દર્દ–મુહબ્બત અને ઈશ્કની આગ કહે છે. એનો ખોરાક ગમ, જિગરનું ખૂન અને તૃણ છે. ત્રીજા સ્થાનને મહબૂબ અને માશૂકની આગ કહે છે, જેનો ખોરાક અલ્લાહની આ સૃષ્ટિમાં હુસ્ન–જમાલનાં દર્શન છે. વળી કમાલિય્યતના ગુણ. **ઇન્નલ્લા–હ જમીલુન યુહિબ્બુલ જમાલ** : ખચીત, અલ્લાહ તઆલા સુંદર છે ને સૌંદર્ય તેને ગમે છે.

**આશિકે હુસ્ન ખુદસ્ત આં બેનઝીર,**
**હુસ્ને ખુદ રા, ખુદ તમાશા મીકુનદ !**

(જેનો કોઈ સમોવડી નથી એવો એ મહબૂબ જાણે સ્વયં પોતાના સૌંદર્યનો આશિક છે, ને પોતાનું અતિ અદ્‌ભૂત સૌંદર્ય સ્વયં નિહાળી રહયો છે.)

શૈખ અબ્દુલ કુદ્દૂસ બચરવાળ હતા. આપના સઘળા ફરઝંદો આલિમ, આબિદ અને મશાયખના ઉત્તમ ગુણોથી આભુષિત. એમાં હઝરત શૈખ રુકનુદ્દીન (રહ.) અતિ બરકતવાળા બુઝુર્ગ હતા. ફક્ર–મુહબ્બત આપનું જીવનભાથું હતું. પોતાના માનવંત પિતાજીને પગલે ચાલતા હતા.

હઝરત શૈખ અબ્દુલ કુદ્દૂસ (રહ.) હિજરી ૯૪૫ માં આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



# મલિક ઝયનુદ્દીન અને વઝીરુદ્દીન

**(રહમતુલ્લાહિ અલયહ)**

બંને ભાઈ અતિ નેક અને માલિકની રઝામંદીના ચાહક હતા. સુલ્તાન સિકંદર લોદીના જમાનામાં દિલ્હીમાં રહેતા હતા.

આ જમાનો પરહેઝગારી, પ્રમાણિકતા, વિદ્યાવિહાર અને સુધારણાનો હતો. દેશમાં સર્વત્ર રીતે દીને હકની પ્રતિભા વ્યાપી હતી. અરબ–અજમના ઘણા આલિમો–વિદ્વાનો અહીં આવતા. કેટલાક સુલ્તાન સિકંદરની વિનંતી કે આમંત્રણથી તો કેટલાક આપમેળે. અહીં વસીને તેઓ દીન અને દેશની સેવા કરતા. સુલ્તાન પોતે ઉલમા–વિદ્વાનો, સંતો–સાલિહો અને અશરાફો પ્રત્યે મુહબ્બત અને માન ધરાવતો હતો.

આ બંને ભાઈ દર જુમે'રાતે ગુસલ કરીને કુર્આને અઝીઝનો ખતમ કરતા ને હકતઆલાની બારગાહમાં શહાદતની દુઆ માંગ્યા કરતા. હકતઆલાએ એમની ઈચ્છા પૂરી કરી. મલિક ઝયનુદ્દીનને હિજરી સન ૯૨૬માં એક નાલાયક નોકરે સેહરી વેળા ઝેર ભેળવેલું દૂધ પાયું. આ રીતે એમની શહાદત થઈ. જ્યારે મલિક વઝીરુદ્દીન, સુલ્તાન ઈબ્રાહીમ સાથે હિજરી સન ૯૩૨ માં રણમેદાનમાં શહીદ થયા. બંને ભાઈઓના મઝાર દિલ્હીમાં છે.

રહમતુલ્લાહિ અલયહિમા અજમઈન !

## શૈખ મુહમ્મદ હસન

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ માનવંત, હઝરત શૈખ હસન તાહિરના મોટા દીકરા

છે. ઉચ્ચ સ્થાનો પામેલા મહા આરિફ હતા. અલ્લાહ તઆલાએ આપને અજબ પ્રભાવ અર્પણ કરેલો. આપ પોતાના એકાંતમાંથી બહાર આવતા તો જે કોઇ આપને જોતું—હિંદુ હોય કે મુસલમાન, તકબીર પોકારી ઉઠતું ને હેરતથી આપના ભણી જોયા કરતું !

ઘણા વરસ મદીના મુનવ્વરામાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝા મુબારકના અને હરમે મદીનાના મુજાવર રહયા. કાદરીય્યહ સિલસિલાના જે મશાયખ યમનમાં રહેતા હતા તે માનવંતોથી બયઅત અને ઈજાઝત મળેલી. પાછળથી વતન હિંદમાં પધાર્યા. આપનો જન્મ જો કે જોનપુરમાં થયેલો, પણ વસવાટ આગ્રામાં હતો.

રોજ અસરની નમાઝ પછી, કોઇ પોતાના મહબૂબની રાહ જૂએ એમ રાત પડવાની રાહ જોતા. સાંજ થતાં એકાંતમાં ચાલ્યા જતા. ઓરડાનો દરવાજો બંધ કરી દઇ, દીવો પેટાવી ઈબાદતમાં પરોવાઇ જતા.

આપે કેટલાક રિસાલા લખ્યા છે. ઈશ્કે હકીકીના વિષય પર કાવ્યો પણ લખતા. આપના વિદ્વતાભર્યા પત્રોનો સંગ્રહ થયેલો છે. કેટલીકવાર રાતે ઈશ્કમસ્તીમાં કંઈક લખતા. ફરી એ લખાણ બાળી દેતા, કાં તો કાતરથી કાતરી કાતરીને તેનો નાશ કરતા.

એક પત્રમાં લખે છે, 'ઓ પ્રિય ! તું જાણી લે કે એક દુનિયા તો એવી છે જેને આપણે આપણી જ્ઞાનેન્દ્રિયો દ્વારા જોઈ–ભાળી શકીએ છીએ. એક દુનિયા એવી છે, જે અક્કલ–સમજ સિવાય અન્ય કોઈ રીતે જણાતી–સમજાતી નથી. જ્યારે એક જગત એવું છે જેને જાણવા–સમજવા માટે માત્ર અક્કલ ખપ લાગતી નથી, એ માટે ઈલ્મ પણ જોઈએ. ઈલ્મ વિના તે જગતની વાતો જાણી–સમજી શકાતી નથી, ને આહ ! એક દુનિયા એવી છે જેને ઈશ્ક જ સમજી શકે–પહેચાની શકે !

મારા વહાલા ! સૌંદર્યના મેદાન, અક્કલના મેદાન, ઈલ્મના મેદાન ઉપરાંત એક મેદાન છે, એક ક્ષેત્ર છે અને એ છે ઈશ્કનું મેદાન, એમાં એવી એવી વાતો છે કે કેમ કરી કહું ? ! માલિક–મવલા બંદાના મુશ્તાક છે ને બંદો, માલિક–મવલાનો મુશ્તાક !

**બાંગ મી આયદ કિ અય તાલિબ બયા,**
**જૂદ મુહતાજે ગદાયાં ચૂં ગદા !**
**જૂદ મી જોયદ ગદાયાંને ઝુઆફ,**
**હમચૂ ખૂબાં કાઇનએ જોયંદ સાફ !**

(પોકાર થઈ રહયો છે કે માફીના ઓ તલબગાર, આવ ! જો તો ખરો, બખશિશ પોતે તને પોકારી રહી છે. જેમ મહબૂબ સ્વચ્છ આયનો શોધે તેમ તે કમજોર ને નિર્માલ્ય ગદાગરોને શોધી રહી છે.)

આપ ૨૭ રજબ હિજરી ૯૪૪ ને રોજ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત મુહમ્મદ બિન સિમાક

## (રહમતુલ્લાહિ અલયહ)

મહા બુઝુર્ગ હતા.

એક વાર સખત માંદગીમાં પટકાયા. સાથીઓ–સેવકોએ આપનો પેશાબ લીધો કે તબીબને બતાવીને દવા–ઈલાજ લઈ આવીએ.

તબીબ કૂફા શહેરથી દૂર હીરા મુકામે રહેતો હતો. આપના સેવકો હીરા જવા નીકળ્યા. રસ્તામાં એક માણસ મળ્યો. તેણે ઘણો સુંદર પોશાક પહેર્યો હતો, ને શરીરમાંથી હૃદયને પુલકિત કરી દેતી સુગંધ આવતી હતી. તે પૂછવા લાગ્યો, 'તમે ક્યાં જઈ રહયા છો ?' સેવકોએ ઉત્તર દીધો, 'માનવંત શૈખ મુહમ્મદ બિન સિમાક માંદા છે. એમનો ઈલાજ લેવા અમે હીરાના યહૂદી તબીબ પાસે જઈ રહયા છીએ. સાથે એ મહા બુઝુર્ગનો પેશાબ પણ તબીબી તપાસ અર્થે લીધો છે.

તે અજાણ્યો માણસ આશ્ચર્યથી કહેવા લાગ્યો, 'સુબ્હાનલ્લાહ ! તમે અલ્લાહના એક વલી માટે અલ્લાહના વેરીની સહાય ઈચ્છો છો ? પેશાબની શીશી ફેંકી દો ને પાછા ફરી જાવ. તે માનવંતને મારા સલામ પહોંચાડજો ને કહેજો કે દુઃખાવાની જગાએ હાથ મૂકીને આ આયતે કરીમા પઢે :

**"વ બિલ હક્કિ અન્ઝલ્નાહુ વ બિલ હક્કિ નઝલ !:**
(અમે એને સત્ય સાથે ઉતાર્યું છે ને એ સત્ય સહિત જ ઉતર્યું.)
(સૂ. બની ઈસ્રાઈલ : ૧૦૫)

આટલું કહી તે અજાણ્યો માણસ ગાયબ થઈ ગયો. ક્યાંય દેખાયો નહીં. ખાદિમો કહે છે કે, અમે હઝરત મુહમ્મદ બિન સિમાક (રહ.)ની સેવામાં પાછા આવ્યા ને બધી ઘટના કહી સંભળાવી. આપે દુઃખાવાની જગાએ હાથ મૂકીને તે આગંતુકે બતાવેલી આયતે શિફા પઢી. અલ્લાહ તઆલાની કૃપાથી દરદ જતું રહયું, ને હઝરત તંદુરસ્ત થઈ ગયા.

હઝરત મુહમ્મદ બિન સિમાક (રહ.) કહેતા હતા કે એ અજાણ્યા માણસ હઝરત ખિઝર અલયહિસ્સલામ હતા.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત મુહમ્મદ બિન મુહમ્મદ અદફવી

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ પ્રખ્યાત આલિમ અને સાત અબ્દાલ પૈકી એક છે. આપે કિરઅતના ઈમામો પાસેથી કિરાઅતનું શિક્ષણ લીધેલું. તફસીરના વિષય પર આપે એક કિતાબ : 'કિતાબુલ ઈસ્તિગના' લખી છે.

આ કિતાબ લખીને આપે મિસરના હાકેમ પાસે મોકલી તો તે અભાગીએ એ કિતાબને ખૂણે અનાદરભર્યા શબ્દો લખી પાછી મોકલી દીધી. આપે તેના માટે બદદુઆ કરી. તે પૂરા ત્રણ દિવસ પણ જીવતો ન રહયો !

આપ મિસરમાં વફાત પામેલા. કિરાફહ મુકામે અદફવીના મકબરામાં દફન થયા.

હઝરત ઈમામ સખાવી (રહ.)એ નોંધેલી આ ઘટના બોધ આપે છે કે અલ્લાહના કલામના અનાદર કે અવમાન ન કરવાં ને બુઝુર્ગોની બદદુઆથી બચવું.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત અબૂ જઅફર તહાવી

## (રહમતુલ્લાહિ અલયહ)

આ હનફી ફિકહના પારંગત છે. મિસર ખાતે હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)ના અગ્રણી શિષ્ય હતા. કુનદી કહે છે, કે આપની દુઆ મકબૂલ થતી.

આપ કહેતા કે જેણે પોતાના દિલદેહને હરામથી પાક કરી લીધાં એની દુઆ માટે આકાશના દ્વાર ખુલી જાય છે. એક વાર મિસરનો અતિ જુલમગાર હાકેમ અબૂ મનસૂર આપની સેવામાં હાજર થયો. આપને જોતાં જ તેના પર એવો પ્રભાવ છાઈ ગયો કે તેનો સઘળો કડપ ઓગળી ગયો ! હઝરતે તેને માન સાથે બેસાડયો, ને તેના પ્રત્યે સારો વર્તાવ કર્યો. તેણે અરજ કરી, 'મારા આકા ! મારી ઈચ્છા છે કે મારી દીકરીના નિકાહ આપની સાથે કરું.' આપે તેની આ વાતનો સ્વીકાર ન કર્યો.

હાકેમે ફરી અરજ કરી, 'માનવંત, જે કાંઈ જરૂરત હોય તે જણાવો કે હાજર કરું.' આપે ઉત્તર દીધો, 'મારે કશી ચીજની જરૂરત નથી.' હાકેમે આપને થોડી જમીન સ્વીકારવા આગ્રહ કર્યો તો આપે ફરમાવ્યું, 'એ જમીન મારે શા ખપની ?'

અંતે અબૂ મનસૂરે અરજ કરી, 'અલ્લાહના ઓ આબરુવંત વલી ! મને કંઈ બોધ આપો.'

આપે બોધ દીધો, 'સાંભળ ! તારા દીનની હિફાઝત કરતો રહેજે કે એ તારા હાથમાંથી સરકી ન જાય. અલ્લાહ તઆલાના અઝાબથી પોતાને છોડાવવા માટે મરતાં પહેલાં ભલાઇ ને કલ્યાણનાં કામો કરી લે. ના, અલ્લાહની મખ્લૂક પર જુલમ ન કરતો !'

વૃત્તાંત નિવેદકો કહે છે કે, હઝરતની સેવામાંથી ગયા પછી તેણે તવબા કરી ને જુલમ કરવાનું છોડી દીધું.

આપે 'તહાવી' નામી હદીસની પ્રખ્યાત કિતાબ લખી છે. મિસરમાં તહતવા નજીક તહા ગામ આવેલું છે.

હિજરી સન ૩૨૧ માં આપ આ ફાની જગત છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત મુહમ્મદ બિન અલી કત્તાની
### (રહમતુલ્લાહિ અલયહ)

બગદાદના રહીશ અને હઝરત જુનૈદ બગદાદી (રહ.)ના સહવાસમાં રહેલા મહા સંત હતા.

આપ કહે છે કે, એકવાર હું જંગલમાંથી જઇ રહયો હતો.

મેં એક ફકીરને જોયો, જે મરેલો હતો. તેની નજીક જઇ થોડીવાર ઊભો રહયો તો તેણે આંખો ખોલી ને મુસ્કુરાવા લાગ્યો. મેં હેરતથી કહયું, 'અલ્લાહના બંદા ! આ કેવું ? તમે તો મરી ગયા હતા !'

ગેબથી અવાજ આવ્યો, 'ઓ અબૂબક્ર ! અલ્લાહના આશિકોની તો અજબ હાલત હોય છે !'

આપ વર્ણવે છે, કે એકવાર અલ્લાહના રસૂલ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મેં ખ્વાબમાં ઝિયારત કરી. મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ મારા માટે દુઆ ફરમાવો કે અલ્લાહ તઆલા મારા દિલને મુરદા ન બનાવે.' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો, 'તમે દરરોજ ચાળીસ વાર—**યા હય્યુ યા કય્યૂમુ લા ઇલા—હ ઇલ્લા અન્ત**—પઢતા રહો !'

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ બહાઉદ્દીન ઝકરિય્યા મુલ્તાની

**(રહમતુલ્લાહિ અલયહ)**

આપ માનવંત, શૈખોના શૈખ—મહા શૈખ હઝરત ખ્વાજા

શિહાબુદ્દીન સુહ્રવર્દી કુદ્દિસ સિર્રહૂના માનવંત ખલીફા છે. હુસૈની સાદાત હોઇ હિંદના અગ્રણી અવલિયામાં આપની ગણના થાય છે. બાતિની અને જાહેરી કમાલાતથી આભુષિત હતા.

'નુઝ્હતુલ અરવાહ'ના લેખકે અને 'લમઆત' નામે વિખ્યાત કિતાબના લેખક શૈખ ફખરુદ્દીન ઈરાકીએ આપની સેવામાં રહી ઘણો ઘણો ફૈઝ મેળવેલો, ને આપ માનવંતની તરબિય્યતથી માલામાલ થયેલા.

માનવંત શૈખ બહાઉદ્દીન (રહ.) બગદાદ શરીફથી કમાલાત અને બરકાત પ્રાપ્ત કરીને મુલતાન પધાર્યા તો ત્યાંના અગ્રગણ્ય સૂફીઓ આપના પ્રત્યે દ્વેષ અને અદેખાઈ બતાવવા લાગ્યા. તેમણે દૂધંથી છલોછલ પ્યાલો આપની પાસે મોકલીને સંકેત આપ્યો કે અહીં રહેવાની આપને માટે કશી ગુંજાઇશ નથી. માનવંત શૈખ દૂધના પ્યાલાનો સંદેશ પામી ગયા. આપે દૂધ ભરેલા એ પ્યાલા પર એક ફૂલ મૂકી દીધું ને પ્યાલો તેમની પાસે પાછો મોકલ્યો. પ્યાલા પર ફૂલ મૂકીને આપે જાણે વળતો સંદેશ પાઠવ્યો કે દૂધ ભરેલા પ્યાલા પર જેમ ફૂલ રહે એમ અમે અહીં રહીશું. કોઇના માટે બોજ કે આડખીલીરૂપ બનીશું નહીં. મુલતાનના અગ્રગણ્ય સૂફીઓ હઝરત શૈખનું આવું ચાતુર્ય જોઇ દંગ રહી ગયા. આપના પ્રત્યે તેમને ઘણું માન ઉપજ્યું.

આપ કહેતા, 'દુનિયામાં ઘણી બધી ઝાકઝમાળ છે, પણ આખર તેની વિસાત કેટલી ? અલ્લાહ પાક તો ફરમાવે છે, **'કુલ મતાઉદ્ દુન્યા કલીલ** : હે રસૂલ ! આપ કહી દો કે, દુનિયાની પૂંજી તો થોડી જ છે. એમાં ય વળી આપણી પાસે કેટલું ? !'

આપ, હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર (રહ.) પ્રત્યે બહુ માન અને આસ્થા ધરાવતા હતા. બંને મહા બુઝુર્ગો વચ્ચે ગાઢ મુહબ્બત હતી. 'સિલસિલતુઝ્ ઝહબ'ના કર્તા શૈખ મુહમ્મદ લખે છે, 'હઝરત બહાઉદ્દીન ઝકરિય્યા મુલતાની (રહ.) તો હિંદના અવલિયાએ કિરામમાં શિરમોર હતા. જાહેરી વિદ્યાઓમાં પારંગત તથા કશ્ફ—મુશાહદહના અહેવાલ ને મકામાતમાં કામિલ. અવલિયાએ કિરામના મોટા ભાગના સિલસિલા આપનાથી ચાલ્યા. અસંખ્ય લોકોને આપે હિદાયતનો રસ્તો બતાવ્યો. તેમને કુફ્રથી ઈમાન ભણી, પાપાચારથી અલ્લાહ રહીમની ઈબાદત ભણી ને નફસાનિય્યતથી રૂહાનિય્યત ભણી વાળ્યા. ખરે, આપ મહા શાનવાળા હતા.'

એક પ્રસંગે બોધ દીધો કે, તમે અલ્લાહ તબારક વ તઆલાનો ઝિક્ર જરૂર કરતા રહો. ઝિક્રને લઈને તલબગાર અલ્લાહ સુધી પહોંચે છે. મુહબ્બત એવી આગ છે કે જે સઘળી મેલગંદકી બાળી દે છે. મુહબ્બત પાકી થઈ જાય તો ઝિક્ર,

મુશાહદહ સાથે સાચા અર્થમાં ઝિક્ર બની રહે છે અને આવા ઝિક્ર બદલ કામિયાબીનો વાયદો છે. ઈરશાદ છે, '**વઝ્કુરુલ્લાહ કસીરન્ લઅલ્લકુમ તુફલિહુન** : અલ્લાહનો બહુ બહુ ઝિક્ર કરતા રહો કે તમે સફળતા પામો !' (સૂરએ જુમ્અહ : ૧૦)

મુરીદે તો પોતાના વિર્દ–ઈબાદતના વખતની હિફાઝત કરવાની છે. એ સમય બરાબર સાચવવાનો છે. અલ્લાહ તઆલા સિવાય દિલમાં કશાને સ્થાન ન હોય. દુનિયાદારો સાથે બેઠકઉઠક ન રાખે. જો ઝિક્ર સાથે સંબંધ નહીં રાખે તો અલ્લાહ તઆલાની મુહબ્બતની રજમાત્ર ખુશ્બૂ પામી શકશે નહીં. શરીરની સલામતી ઓછું ખાવામાં, રૂહની સલામતી ગુનાહોથી દૂર રહેવામાં અને દીનની સલામતી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલવામાં છે.

હિજરી સન ૬૬૧ ના સફરની ૭ તારીખે આપ આ ફાની દુનિયા છોડી ગયા.

નવ્વરલ્લાહુ મરકદહૂ.

## સૈયિદ નૂરુદ્દીન મુબારક ગઝનવી
### (રહમતુલ્લાહિ અલયહ)

આપ શૈખ શિહાબુદ્દીન સુહ્રવર્દી (રહ.)ના ખલીફા છે.

દિલ્હીના રૂહાની પેશવા અને શયખુલ ઈસ્લામ લેખાતા હતા. સુલ્તાન શમશુદીન અલ્તમશના જમાનામાં આપ 'દિલ્હીના અમીર'ના ઉપનામથી જાણીતા હતા.

આપને જે રૂહાની નેઅમત મળેલી તેની વિગત વર્ણવતાં માનવંત હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.) કહે છે કે, શૈખ મુહમ્મદ અજલ્લ નામે એક બુઝુર્ગ હતા. એમણે આપને મહા નેઅમત અર્પણ કરેલી. વાત એમ બની કે તે જમાનામાં એક સોદાગર હતો. તે હઝરત શૈખની સેવામાં આવ્યો ને અરજ ગુઝારી, 'આ માનવંત ! મારે ઘેર દીકરાનો જન્મ થયો છે, જે આપના આ ગુલામનો પુત્ર હોઈ આપ તેને નેઅમત આપીને આબરૂવંત બનાવો એટલી મારી અરજ છે.' માનવંત હઝરતે કહયું, 'વારું, કાલે જ્યારે હું ફજરની નમાઝ અદા કરું એ પછી તમારા દીકરાને લઈને આવજો અને મારી જમણી બાજૂએથી એને મારી સામે મૂકી દેજો !'

હઝરત શૈખે આ વાત કહી એ વખતે મજલિસમાં સૈયિદ મુબારક ગઝનવી (રહ.)ના અબ્બાજાન પણ હાજર હતા. સંજોગવશાત્ એ જ દિવસે સૈયિદ મુબારક ગઝનવી (રહ.)નો જન્મ થયો હતો. હઝરત શૈખની આ વાત સાંભળીને એમના અબ્બાજાને વિચાર્યું કે હું પણ મારા દીકરાને કાલે લઈ આવીશ અને હઝરત શૈખની સામે મૂકીશ.

સવાર થઈ. સૈયિદ મુબારક ગઝનવી (રહ.)ના અબ્બાજાન

વહેલા ઉઠીને મસ્જિદે હાજર થઇ ગયા. તકબીર પોકારાઇ. હઝરત શૈખ ફજરની નમાઝમાં પરોવાયા. તે માનવંત નમાઝથી ફારેગ થયા તો સૈયિદ મુબારક ગઝનવી (રહ.)ના અબ્બાજાન હઝરત શૈખની જમણી બાજૂ હાજર થઇ ગયા ને સૈયિદ મુબારકને એ બાજૂથી માનવંત હઝરતની સામે મૂકી દીધા. પેલો સોદાગર તો પોતાના દીકરાને લઇને હજી આવ્યો ન હતો.

માનવંત હઝરતે બાળ સૈયિદ મુબારક પર એક નજર નાખી, ને એક નજરમાં જ એમને ફૈઝ તથા બરકતોથી માલામાલ કરી દીધા.

થોડીવાર પછી પેલો સોદાગર આવ્યો તો હઝરત શૈખે કહયું, 'ફૈઝ તો સૈયિદના દીકરા લઇ ગયા !'

સૈયિદ મુબારક ગઝનવી (રહ.) ૬૩૨ હિજરીમાં વફાત પામ્યા. આપનો મકબરો હવઝે શમશીને ઉગમણે છે.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ હમીદુદ્દીન સૂફી નાગોરી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપનું ઉપનામ ત્યાગીઓના શિરતાજ (સુલ્તાનુલ

તારિકીન) છે. મહા બુઝુર્ગ હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી (રહ.)ના ઉચ્ચતમ ખલીફા, ત્યાગ અને એકાંતવાસમાં હરહમેશ અઠંગ રહયા. અલ્લાહ જલ્લ શાનુહુના ખાસ બંદાઓમાંથી હોઇ તસવ્વુર ક્ષેત્રે આપ અતિ ઊંચું પદ પામેલા. તરીકતના પ્રશ્નોની છણાવટ કરવામાં આપનું સ્થાન ઘણું ઊંચું છે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જે દસ ખુશનસીબ સહાબએ કિરામ (રદિ.)ને જન્નત મળવાની ખુશખબર આપેલી તે પૈકી હઝરત સઇદ બિન ઝયદ રદિયલ્લાહુ તઆલા અન્હૂના આપ વંશજ છે. આપ લાંબી ઉંમર પામેલા. ખ્વાજા બુઝુર્ગ હઝરત મુઇનુદ્દીન ચિશ્તી (રહ.)થી લઇને મહા આરિફ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)નો જમાનો આપે જોયો.

ખ્વાજા બુઝુર્ગ હઝરત નિઝામુદ્દીન અવલિયા (રહ.)એ આપની લખેલી કિતાબોમાંથી અનેક અવતરણો, કથનો, તરીકત, મઅરિફતનાં રહસ્યો વગેરે ચૂંટીને પોતાના હાથે નોંધેલાં. 'સિયરુલ અવલિયા'ના વિદ્વાન લેખકે આપ હઝરતના એ ઇન્તેખાબાતમાંથી પોતાની કિતાબમાં એ અવતરણો લીધાં છે.

હઝરત ખ્વાજા બુઝુર્ગ શૈખ મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)એ એકવાર ખુશ થઇને કહયું, 'માંગી લો, અત્યારે મકબૂલિય્યતના દરવાજા ઉઘાડા છે.' હાજરજનોમાંથી કોઇએ દુનિયાની તો કોઇએ આખિરતની નેઅમતો માંગી. હઝરત શૈખ

હમીદુદ્દીન સૂફી (રહ.)ને પૂછવામાં આવ્યું તો આપે ઉત્તર દીધો,

**બંદા રા ખ્વાસ્ત ન બાશદ,**
**ખ્વાસ્ત ખ્વાસ્તે મવલાસ્ત !**

(બંદાની તો કોઈ ઈચ્છા નથી. જે કશી ઈચ્છા છે તે માલિકની ઈચ્છાને આધીન છે.)

એ પછી આપે હઝરત ખ્વાજા બુઝુર્ગ કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ભણી જોઈ એ જ બોલ ઉચ્ચાર્યા. તે માનવંતે અરજ કરી, 'બંદાને કશો ઈખ્તિયાર નથી, આપ ચાહો એ માથાભેર !' આ સાંભળી ખ્વાજા બુઝુર્ગ હઝરત મુઈનુદ્દીન (રહ.)એ ફરમાવ્યું,

**'તરિકે દુન્યા, ફારિગે ઉકબા,**
**શાહે તારિકીન હમીદુદ્દીન સૂફી !'**

હઝરત શૈખ હમીદુદ્દીન સૂફી (રહ.) પાસે ગુજરાન ચલાવવા એક–બે વીંઘા જમીન હતી. આપ પોતે એ જમીનમાં હળ ચલાવતા. બીજ નાખતા. વાવણી કરી પોતાના બાળબચ્ચાઓનું ગુજરાન કરતા. આપે અનેક પુસ્તકો લખ્યાં છે ને પત્રો પણ. આપ કાવ્યો પણ લખતા. આપની એક જાણીતી કિતાબનું નામ છે : ઉસુલુત તરીક : તરીકતના નીતિનિયમો. એમાં એક સ્થળે આપ લખે છે,

'સુલૂક માર્ગે જનારાઓનો મકસદ અલ્લાહ તઆલાની બારગાહ સુધી પહોંચ હાસિલ કરવાનો છે. એમને ત્રણ વર્ગોમાં વહેંચી શકાય : જેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે,

**અલ્લઝીનસ્ તફયના મિન ઇબાદિના....**

(સૂરએ ફાતિર : ૩૨)

(અમારા બંદાઓમાંથી ચૂંટી લીધેલા લોકોને અમે કિતાબના વારસ બનાવ્યા. તેઓમાંથી કોઈ તો એવા છે જે પંડે પોતાનું જ ભૂંડું કરે છે. કેટલાક એવા છે જે મધ્યમ માર્ગે ચાલે છે, જ્યારે કોઈ તો અલ્લાહના હુકમથી ખૂબીઓ ધારણ કરીને આગળ વધી ગયા.)

આ આયતે કરીમા અનુસાર તેમના ત્રણ વર્ગ છે : મઅઝૂર, મશ્કૂર અને ફાની.

મઅઝૂર કોને કહીશું ? જે લોકો અલ્લાહ તઆલા પર ઈમાન તો લાવ્યા, તવહીદ ને રિસાલતનો સ્વીકાર તો કર્યો, પણ અલ્લાહની બારગાહમાં આવતા નથી. આવે છે તો આળસ કરે છે. મોડું કરી કરીને આવે છે. આવા લોકો 'સારિઊ' 'દોડો—ઉતાવળા થાઓ !'ના ખુદાઈ ઉદ્બોધન કે હુકમથી ગાફેલ છે. (સૂ. આલિ ઈમરાન : ૧૩૩)

મશ્કૂર કોને કહીશું ? જેઓ અલ્લાહ તઆલાની

બારગાહમાં અલ્લાહ તઆલા સામે ઈમાન અને ઈકરાર-પૂર્વક, સાચા દિલથી નિયમિત હાજર થાય છે તે.

જ્યારે 'ફાની' તે લોકો છે, જે **'અલસ્તુ બિરબ્બિકુમ'** : શું હું તમારો માલિક નથી ? (સૂ. અઅ્રાફ : ૧૭૨)—ને બરાબર યાદ રાખે છે. તેઓ સદા પોતાના માલિક, અલ્લાહ ભણી અભિમુખ રહે છે. આવા લોકો અસ્રારે ઈલાહીના તલબગાર હોય છે. આ વર્ગના ઘણા લોકો તો એવા છે કે જેમનાં નામોનિશાનની ય કોઈને ખબર પડતી નથી. જે કોઈ ઓળખાયા તે હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા ઓળખાયા. નહિતર એમનાં ય નામનિશાનનો પત્તો મળત નહીં. એ સદ્‌ભાગીઓમાંના એક અમીરુલ મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) છે, જે દઅવત અગાઉ જ હકની શોધમાં નીકળ્યા ને પોતાના દર્દની દવા હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી ખોજી. એમાંના એક અમીરુલ મુઅમિનીન હઝરત અલી મુરતઝા (રદિ.) છે, જે બાલિગ થતાં પહેલાં જ દઅવત કબૂલ કરવા તૈયાર હતા. એક હઝરત ઉવૈસ કરની (રદિ.) છે કે જેમના, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વખાણ ન કરત તો આપનું નામ સુદ્ધાં કોઈ જાણત નહીં. આફરીન એ ઈઝઝત પર કે જે અલ્લાહ તઆલાની બારગાહમાં આ સદ્‌ભાગીઓને મળી, એમાંના એક હઝરત સલમાન ફારસી (રદિ.) હતા, જે દઅવત અગાઉ હિદાયતની તલબમાં નીકળેલા.

તો ફાની તે લોકો છે જેમણે જાણી લીધું, પામી લીધું કે અલ્લાહ જલ્લ શાનુહૂની ઝાતપાક મોજૂદ છે, જેને માટે ફના નથી.'

૨૯ રબીઉલ આખિર, હિજરી ૬૭૩ ને રોજ આપ આ ફાની દુનિયા છોડી ગયા. તેમનો મઝાર શરીફ નાગોર મુકામે છે.

રહમતુલ્લાહિ અલયહ !



# શૈખ મુહમ્મદ તુર્ક નારનોલી

## (રહમતુલ્લાહિ અલયહ)

આપનું મૂળ વતન તુર્કસ્તાન, ત્યાંથી હિંદ પધાર્યા, ને નારનોલમાં મુકામ કર્યો. મહા બુઝુર્ગ ખ્વાજા ઉસ્માન હારૂની નવ્વરલ્લાહુ મરકદહૂના મુરીદ હતા. લોકો આપને તુર્કપીર ઉપનામથી યાદ કરે છે.

આપે નિકાહ કર્યા નો'તા. કોઈને બયઅત પણ કરતા નહીં. હિંદમાં ઈસ્લામના ઉદયકાળમાં એવું બન્યું કે ઈદનો દિવસ આવ્યો તો નારનોલના મુસલમાનો ઈદની નમાઝ માટે ભેગા થયા. મુસલમાનો થોડા હતા. તક જોઈને દુશ્મનો એમના પર તૂટી પડયા. પરિણામે મોટા ભાગના ઈમાનીઓ શહીદ થઈ ગયા. શૈખ મુહમ્મદ તુર્ક પણ એ પ્રસંગે શહીદ થઈ ગયેલા.

આ શહીદોમાં બે હાફિઝો ય હતા. એ પૈકી એકને ટેકરી પર દફનાવ્યા ને એકને ટેકરી નીચે. કેટલાક બુઝુર્ગો કહે છે કે, એમની કબરોમાંથી કુર્આનની તિલાવતનો અવાજ આવતો હતો. જાણે તેઓ કુર્આને પાકનો સબક દોહરાવતા હોય !

શૈખ મુહમ્મદ તુર્ક નારનોલી (રહ.) અલ્લાહના મકબૂલ બંદા હતા. હઝરત શૈખ નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.)ને દિલ્હીના બાદશાહે નારાજ થઈને ઠઠ્ઠા તરફ જતા રહેવા હુકમ કાઢયો. આપ નારનોલને રસ્તે થઇ ઠઠ્ઠા તરફ રવાના થયા. નારનોલ ગામ આવ્યું તો આપ હઝરત શૈખ મુહમ્મદ તુર્ક (રહ.)ના મઝારે ગયા ને ઈસાલે સવાબ કર્યા પછી કહયું કે, જે કોઇ કશી મુશ્કેલી કે કઠણાઈમાં સપડાય તો શૈખ મુહમ્મદ તુર્ક નારનોલી (રહ.)ના વસીલાથી અલ્લાહ તઆલાની બારગહમાં દુઆ યાચે. આશા છે કે, તેની મુશ્કેલી દૂર થઇ જશે.

આ સાંભળી એક ગુસ્તાખ માણસે ટોણો માર્યો કે અત્યારે તો આપ પોતે મુશ્કેલીમાં છો ! આપે ઉત્તર દીધો, 'હું પણ એ જ કહેવા માંગું છું કે, અલ્લાહ કરીમ પોતાના આ મકબૂલ બંદાની બરકતથી મારી મુશ્કેલી આસાન કરી દેશે.' એ પછી આપ પોતાને રસ્તે ચાલી નીકળ્યા. નારનોલથી હજી બે–ત્રણ ગાઉ ગયા હશે કે આપને હદપાર કરનાર બાદશાહના મૃત્યુની ખબર મળી ! એ ખબર સાંભળી આપ ઠઠ્ઠા જવાને બદલે દિલ્હી પાછા ફર્યા. લોકોએ આપને બહુ આવકાર આપ્યો.

રહમતુલ્લાહિ અલયહ !

# શાહ ખીઝર

## (રહમતુલ્લાહિ અલયહ)

આપનું મૂળ વતન રોમ. રોમથી રૂહાની પ્યાસ બુઝાવવા હિંદ આવ્યા, ને મહા સંત હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની સેવામાં હાજર થયા. પીરોમુર્શિદની સેવામાં રહી જાહેરી તેમ બાતિની ફૈઝ મેળવ્યો. હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ આપને પોતાની જાંનશીનીનું બહુમાન અર્પણ કરેલું.

શાહ ખીઝર (રહ.)ને હાથે અનેક કરામતો જાહેર થઇ હતી. પછીથી આપ પોતાના વતન રોમ જતા રહયા. હિંદમાં આપનો સિલસિલો કલંદરિયા ચિશ્તિયા નામે ઓળખાય છે.

આપની વફાત ક્યાં થઇ તે અંગે તવારીખ ખામોશ છે.

રહમતુલ્લાહિ અલયહ !



# શેખ ફખરુદ્દીન

## (રહમતુલ્લાહિ અલયહ)

ખ્વાજા બુઝુર્ગ હઝરત મુઇનુદ્દીન ચિશ્તી (રહ.)ના નેક

ફરઝંદ છે. ગુજરાન માટે ખેતીવાડી કરતા હતા. અજમેર નજીક આપે માંડલ ગામ વસાવેલું.

આપ પોતાના માનવંત વાલિદ સાહેબ પછી વીસ વરસ સુધી જીવંત રહેલા. અજમેરથી સોળ ગાઉ દૂર આવેલા સરવર ગામે વફાત પામ્યા.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ શાહી મૂએતાબ

### (રહમતુલ્લાહિ અલયહ)

આપ બદાયૂનમાં રહેતા હતા. ખ્વાજા હઝરત હમીદુદ્દીન નાગોરી (રહ.) આપને 'શાહ રોશન ઝમીર' કહેતા.

એકવાર કેટલાક દોસ્તો સાથે આપ બહાર ગયા, ને ત્યાં ખીર રાંધી. જમણ માટે પાથરણું પથરાયું ને ખાવાની તૈયારી થઈ તો શૈખ શાહી (રહ.) કહેવા લાગ્યા, 'આ ખાણામાં કશી ખયાનત—અપ્રમાણિકતા થઈ લાગે છે. આથી એ ખાણું અમે ખાઈશું નહીં.' દોસ્તો વિમાસણમાં પડયા ને કહેવા લાગ્યા કે અમે તો કશી ખયાનત કરી નથી.

દોસ્તોમાંથી જે બે જણે ખીર રાંધી હતી તે આગળ આવી

કહેવા લાગ્યા, 'દૂધ ઉભરાય રહયું હતું. અમારી પાસે વધારાનું વાસણ ન હતું. આથી ખીરને ભોંયે પડવા ન દેતા અમે થોડીક ખાઇ લીધી.'

આપે કહયું, 'દોસ્તો સામે ખાણું મૂકતાં પહેલાં કોઇ તે ખાઇ લે તો તેણે ખયાનત કરી કહેવાય !' તે મિત્રો ખસિયાણા પડી ગયા. ઉનાળો હોવાથી તેમના શરીરેથી પરસેવો ટપકવા લાગ્યો. આ જોઇ હઝરતે હજામને બોલાવ્યો ને તેને કહયું, 'મારા દોસ્તોનો પસીનો વહયો, તો મારા શરીરમાંથી એટલું લોહી કાઢો ને જમીન પર ટપકવા દો !'

મહા બુઝુર્ગ શૈખ નિઝામુદીન અવલિયા (રહ.) આ પ્રસંગને યાદ કરી કહેતા કે જુઓ, આપના દિલમાં દોસ્તો પ્રત્યે કેટલી મુહબ્બત હતી કે તેમના પરસેવાની જગ્યાએ પોતાનું લોહી આપવા તૈયાર હતા, પણ ખયાનત કર્યા બદલ તેમનો ઉઝર કબૂલ ન કર્યો ને તેમને આ રીતે ઠપકો દીધો !

રહમતુલ્લાહિ અલયહ !

## ખ્વાજા હમીદુદ્દીન નાગોરી

### (રહમતુલ્લાહિ અલયહ)

આપનું નામ મુબારક બિન અતા છે. હિંદના જૂના જમાનાના મશાયખમાં આપની ગણના થાય છે.

જાહેરી અને બાતિની ઉલૂમમાં આપ પારંગત હતા. મહા બુઝુર્ગ શૈખ શિહાબુદ્દીન સુહ્રવરદી (રહ.)ના મુરીદ અને ખલીફા છે. સુહ્રવર્દીયા સિલસિલા સાથે આપ સંકળાયેલા હોવા છતાં હઝરત ખ્વાજા કુત્બુદ્દીન કુદ્દેસ સિર્રહૂના બરકતભર્યા સહવાસમાં પણ રહેલા.

હઝરત ખ્વાજા શિહાબુદ્દીન સુહ્રવરદી (રહ.) આપના વિશે કહેતા; 'હિંદમાં મારા ઘણા ખલીફા છે, પણ તે સૌમાં વધુ મહિમાવાળા તો શૈખ હમીદુદ્દીન નાગોરી છે.'

આપે ઘણી બધી કિતાબો લખી, જેમાં અલ્લાહના ઈશ્ક અને મસ્તીથી ભરપૂર લખાણો છે. આપની એક અતિ વિખ્યાત કિતાબ છે તવાલિએ શમ્સૂસ. એમાં બારી તઆલાનાં બરકતભર્યાં નામોનું સવિસ્તર વર્ણન છે. ભાવાર્થો અતિ ઉચ્ચ કક્ષાના અને અસરકારક. આપ શરીઅત, તરીકત અને હકીકતની વિદ્યાઓના ઊંડા સમંદર સરખા હતા.

તે માનવંત બુઝુર્ગો એટલા નિર્મળ અને નિખાલસ હતા કે પોતે ગમે તે સિલસિલા સાથે નિસ્બત કે સંબંધ ધરાવતા હોય; પણ અલ્લાહ તઆલા ખાતર સૌની સાથે મુહબ્બત અને અકીદત રાખતા. હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશંકર રહમતુલ્લાહિ અલયહ સાથે આપને બહુ અકીદત અને લગાવ હતાં. ફવાઇદુલ ફુવાદમાં છે કે, એકવાર શૈખ બદરુદ્દીને કાગળો ભરેલો થેલો ખોલ્યો તો પહેલો કાગળ જે હાથ આવ્યો તે ખ્વાજા

હમીદુદ્દીન નાગોરી (રહ.)નો હતો. હઝરત શૈખ ફરીદુદ્દીન ગંજેશંકર (રહ.)ની સેવામાં પેશ કરવામાં આવ્યો. આપે ફરમાવ્યું; 'ઊભા થઈને એ કાગળ વાંચો.'

શૈખ બદરુદ્દીન (રહ.) એ કાગળ વાંચવા લાગ્યા. કાગળમાં લખ્યું હતું; 'ફકીર–હકીર, ઝઈફ–નહીફ મુહમ્મદ અતા કે જે દુરવેશોનો ગુલામ ને અદના સેવક છે; તે માનવંતોના પગોની રજ આંખે લગાડવાને ને માથે રાખવાને પોતાનું સદ્‌ભાગ્ય સમજે છે....' હઝરત બાબા ફરીદુદ્દીન (રહ.)એ હજી આટલા જ શબ્દો સાંભળ્યા કે આપના પર વજ્દ સરખી હાલત છાઈ ગઈ. ફરી એ કાગળમાં લખેલી આ પંક્તિઓ વારંવાર બોલવા લાગ્યા;

**આં અકલ કુજા કિ દર જમાલે તૂ રસદ,**
**આં અકલ કુજા કિ દર જલાલે તૂ રસદ,**
**ગીરમ કિ તૂ પરદહ ગિરફતી ઝે જમાલ,**
**આં દીદહ કુજા કિ દર જમાલે તૂ રસદ !**

[અરે, અમારી અક્કલ–સમજ તારા કમાલાતને પૂરી રીતે સમજી શકે એવી ક્યાં છે ? ! ને તારી જલાલભરી શાનનાં તેજ પૂરી રીતે ઝીલી શકે એવી રૂહ ક્યાં ? તેં તો તારા જમાલ–તારા સૌંદર્ય પ્રગટ કર્યાં પણ એનાં રહસ્યો પામી શકે એવી આંખો અમારી પાસે ક્યાંથી ? !]

દિલ્હીમાં પીરોમુર્શિદ ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)ના મઝાર વિસ્તારમાં આપની કબર છે. હિજરી સન ૬૦૫માં અલ્લાહને પ્યારા થયા.

રહમતુલ્લાહિ અલયહ !



# ખ્વાજા જલાલુદ્દીન તબરેઝી

## (રહમતુલ્લાહિ અલયહ)

અતિ કામિલ દુરવેશ છે. આપ જાણીતા બુઝુર્ગ ખ્વાજા અબૂ સઈદ તબરેઝી (રહમતુલ્લાહિ અલયહ)ના મુરીદ હતા.

પીરોમુર્શિદની વફાત પછી આપ, મશહૂર શૈખ શિહાબુદ્દીન સુહ્‌રવર્દી (રહમતુલ્લાહિ અલયહ)ની પાસે રહીને તે માનવંતની ઈખ્લાસ અને દિલપૂર્વક ખિદમત કરવા લાગ્યા. શૈખ શિહાબુદ્દીન દર વરસે હજ માટે જતા. તે માનવંત બહુ વૃદ્ધ અને અશક્ત હતા. આથી આપને ગરમ ગરમ ખોરાક જ માફક આવતો. શૈખ જલાલુદ્દીન પોતાને માથે ચૂલો ઊંચકી પીરોમુર્શિદની સાથે જ રહેતા. ચૂલો એવી રીતે રાખતા કે માથાને આંચ ન લાગે, ને ખાણું ગરમ રહે. પીરોમુર્શિદ ખાવાનું માંગતા ત્યારે ગરમ–ગરમ ખોરાક ખિદમતમાં પીરસી દેતા. શૈખ જલાલુદ્દીન તબરેઝી (રહ.) કહે છે કે, મને જે કાંઈ રૂહાની

દોલત મળી તે હઝરત પીરોમુર્શિદની ખિદમતને લઈને મળી.

આપ, હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના જમાનામાં દિલ્હી પધારેલા. થોડો વખત દિલ્હીમાં રહી અહીંથી જવા લાગ્યા તો કહયું કે, જ્યારે હું આ શહેરમાં આવ્યો ત્યારે એ શુદ્ધ સોના જેવું હતું. હવે ચાંદી જેવું થઈ ગયું છે. શી ખબર, આગળ કેવું થાય છે !

આપ બદાયૂનમાં રહેતા હતા. એકવાર ઘરના ઉંબર પાસે બેઠા હતા કે એક માણસ દહીં વેચવા આવ્યો. માથે દહીંનું કુંડું મૂકીને તે ઘર પાસેની ગલીમાંથી પસાર થઈ રહયો હતો. આ દહીં વેચનારો ડાકૂઓની ટોળીનો માણસ હતો. ગામ–શહેરમાં ફરીને જાણકારી મેળવતો. તે માણસની નજર હઝરત શૈખ ખ્વાજા જલાલુદ્દીન તબરેઝી (રહ.)ના ચહેરા મુબારક પર પડી તો એક પલકવારમાં જ તેનું અંતર બદલાય ગયું ! હઝરત શૈખની નજર તેના પર પડી. અલ્લાહને ખબર, એ નજરમાં કેવી તાસીર હતી કે ડાકૂના સીનામાં રહેલા પાપભર્યા વિકારો ને વિચારો ખાક થઈ ગયા. માનવંત હઝરતના નૂરાની ચહેરા ભણી જોઈ બોલી ઉઠયો, 'ઓહ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીનમાં આવા લોકો ય છે !' હઝરત શૈખની સેવામાં આવી તે અદબપૂર્વક બેસી ગયો. હઝરતે તેને બોધ દીધો તો પોતાના ડાકૂગીરીના ધંધાથી તેણે તવબા કરી. એટલું જ નહીં, તે મુસલમાન બની ગયો !

તેનું નામ અલી રાખવામાં આવ્યું. એ પછી તે પોતાને ઘેર ગયો. થોડા દિવસે એક લાખ ચીતલ (તે જમાનાના ચાંદીના સિક્કા) લઈ હાજર થયો ને માનવંત હઝરતની ખિદમતમાં ધરી દીધા. હઝરતે તેનો સ્વીકાર કરતાં ફરમાવ્યું કે, એ નાણું તમારી પાસે જ રાખો, હું કહું ત્યાં એને વાપરજો. હઝરત ગરીબો–મોહતાજોને એ નાણાં અપાવતા. કોઈને સો બસો, કોઈને પચાસ, ઓછામાં ઓછા પાંચ ચીતલ તો દાનસદકામાં અપાવતા જ. થોડા વખત પછી બધી રકમ ખલાસ થઈ ગઈ, ફક્ત એક જ ચીતલ બાકી રહયો.

અલી કહે છે કે, મને થયું, હવે તો મારી પાસે એક જ ચીતલ પડયો છે, ને હઝરત પીરોમુર્શિદ પાંચથી ઓછાનું દાન તો કરાવતા નથી. પાંચ ચીતલ આપવાનું કહેશે તો હું શું કરીશ ? કયાંથી લાવીશ ? આવી ગડભાંજ મારા મનમાં ચાલી રહી હતી એવામાં કોઈ માંગનાર બારણે આવી ઊભો. હઝરત પીરોમુર્શિદે મને ફરમાવ્યું, 'અલી ! એને એક ચીતલ આપી દો !' હું તો વિસ્મયથી જોતો જ રહયો !

જવામિઉલ કલામ–કે જે સૈયિદ મુહમ્મદ ગેસુદરાઝ (રહ.)ના અમૃતવચનોનો સંગ્રહ છે,–તેમાં છે કે હઝરત બાબા ફરીદ (રહ.) તો બચપણથી જ અલ્લાહપાકની યાદમાં મગ્ન રહેતા હતા. નાનપણમાં આપની અંદર દુરવેશોના ગુણ જોઈ લોકો આપને 'કીજી બચ્ચા દીવાના' કહેતા.

એકવાર હઝરત ખ્વાજા જલાલુદ્દીન તબરેઝી (રહ.) એ તરફ જઇ ચઢયા. પૂછયું, 'અહીં કોઇ દુરવેશ છે કે ?' લોકો કહેવા લાગ્યા, 'એક છોકરો છે, ગાંડા જેવો. જામિઅ મસ્જિદમાં પડયો રહે છે !'

હઝરત ખ્વાજા સાહેબ જામિઅ મસ્જિદમાં ગયા. કિશોર ફરીદ ત્યાં બેઠા હતા. જીભે અલ્લાહની યાદ ને આંખો જમાલો–જલાલની ખુમારીમાં ડૂબેલી ! હઝરત ખ્વાજા સાહેબે મોતી પારખી લીધું. ઝોળીમાંથી એક અનાર કાઢયું ને કિશોર ફરીદના હાથમાં મૂકયું. પછી દુઆ દઇ ત્યાંથી વિદાય થયા.

બાબા ફરીદ (રહ.) તો રોઝહદાર હતા. અનાર ભાંગીને સૌને વહેંચી દીધું. સંજોગવશાત્ એક દાણો ત્યાં પડી રહયો. બાબા ફરીદ (રહ.)એ ઈફતારી વેળા એ દાણો ખાધો. બસ, એ દિવસથી જ આપના દિલમાં રૂહાનિય્યતના દરવાજા ખુલવા લાગ્યા. આપ વિચારતા હતા કે એક દાણામાં આવી તાસીર છે, ફરી આખું અનાર ખાઇ લેત તો શી હાલત થાત ! જ્યારે આપ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના મુરીદ થયા ત્યારે આપે પોતાના પીરોમુર્શિદને આ બનાવ કહી સંભળાવ્યો. હઝરત પીરોમુર્શિદે ફરમાવ્યું, 'જે કાંઇ હતું તે એ એક દાણામાં જ હતું. અલ્લાહ પાકે એ તમારા માટે જ બાકી રાખેલો !'

હઝરત ખ્વાજા જલાલુદ્દીન તબરેઝી (રહ.)નો મઝાર શરીફ બંગાળામાં છે.

રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન !



# ખ્વાજા હુસૈન નાગોરી

## (રહમતુલ્લાહિ અલયહ)

મહા બુઝુર્ગ, અલ્લાહ કરીમની બારગાહમાં ઉચ્ચ સ્થાનો પામેલા. નેઅમતભરી કરામતોની નવાઝેશવાળા શરીઅત, તરીકત અને હકીકતના જ્ઞાનસાગર. ઝુહદ– તકવામાં અમોલ ને અજોડ એવા કામિલ પીર હતા. આપ માનવંત, મહાસૂફી હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.)ના વંશ જ છે.

આપ શૈખે કબીર રહમતુલ્લાહિ અલયહના મુરીદ હતા. ગુજરાતમાં ઘણી મુદત સુધી પીરોમુર્શિદની સેવા કરતા રહયા. જાહેરી અને બાતિની વિદ્યાઓમાં પારંગત થઈ પોતાનાં વતન પાછા ફર્યા.

ખ્વાજા બુઝુર્ગ હઝરત પીરોમુર્શિદ હઝરત મુઈનુદ્દીન ચિશ્તી કુદ્દિસ સિર્રહૂના મઝાર શરીફ પર વરસો સુધી મુજાવિરત અને રબ્બે રહીમની ઈબાદતમાં પરોવાયેલા રહયા. એ

જમાનામાં અજમેર વેરાન હતું. આજુબાજુ વાઘોનું વન હતું. વળી હઝરત ખ્વાજા બુઝુર્ગના મજાર શરીફ પર તે વખતે કોઈ ઈમારત પણ ન હતી. ખ્વાજા બુઝુર્ગના રૂહાની ઈશારા પર નાગોર પ્રદેશમાં જઈને અલ્લાહનો દીન ફેલાવવાના કામમાં પરોવાયા.

આપે અનેક કિતાબો લખી છે, એમાં એક તફસીર પણ છે, 'નૂરુન્નબી' નામે કુર્આને પાકના દરેક પારાનું એમાં વિવરણ છે. અન્ય તફસીરોની જેમ એમાં પણ કુર્આને પાકના અર્થો–ભાવાર્થો અને ઘટનાઓ વગેરેનાં રહસ્યો સરળ ભાષામાં વિગતે લખ્યાં છે. સકળ કાયેનાતના સરદાર હુઝૂર મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રત્યે આપને અનહદ મુહબ્બત હતી. પોતાનું ઘર, કૂવો, બાગ વગેરે જે કંઈ હતું તે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈસાલે સવાબ અર્થે વકફ કરી દીધું હતું.

માંડુના રાજા ગિયાસુદ્દીન ખિલજીને આપના પ્રત્યે ભારે અકીદત હતી. આપને માંડુ પધારવા તે વારંવાર વિનંતી કરતો, પણ આપે તેના આમંત્રણનો સ્વીકાર ન કર્યો. એકવાર કયાંકથી હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બાલ મુબારક રાજા ગિયાસુદ્દીન ખિલજી પાસે પહોંચ્યો. રાજાના વજીરે રાજાને અરજ કરી, 'જહાંપનાહ ! હઝરત ખ્વાજા હુસૈનને આપે અનેકવાર આમંત્રણ આપ્યું, પણ તે માનવંત

માંડુ પધાર્યા નહીં, હવે બાલ મુબારક સરખી મહા દોલત અહીં આવી છે તો આ ખબર હઝરત ખ્વાજા હુસૈનને આપીએ તો આપ આ ખબર સાંભળી તરત અહીં પધારશે.'

હઝરત ખ્વાજા સાહેબને સુલ્તાન તરફથી તાબડતોબ આ ખબર મોકલવામાં આવી ને આ આશિકે રસૂલ તરત જ માંડુ જવા નીકળી પડયા. રસ્તામાં નઅતભર્યા અશ્આર ગાતા, દુરૂદ શરીફ પઢતા, પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અકીદત અને મુહબ્બતથી ગાંડાતૂર થઇ ગાડામાં બેસી આવી રહયા હતા.

સુલ્તાન આપના સ્વાગત માટે શહેર બહાર દૂર સુધી આવ્યો. જોયું કે કોઈ માણસ ધૂળથી લથપથ જૂનાપુરાણા કપડાં પહેરેલો, બળદગાડામાં બેસી આવી રહયો છે. સુલ્તાનને થયું, 'આ તો કોઈ બીજા લાગે છે, હઝરત શૈખ લાગતા નથી.'

લોકોએ સુલ્તાનને કહયું, 'નામદાર ! આ જ મહા શૈખ હુસૈન છે. સુલ્તાન આપની મુલાકાત માટે આગળ આવ્યો, પણ માનવંત શૈખ પર તો બાલ મુબારકની ઝિયારતનો શવક છવાઇ ગયો હતો કે સુલ્તાન ભણી જોઈ કંઈક વાત કરવાનું તો દૂર રહયું, આપને જાણે ખુદનું ય ભાન રહયું ન હતું. કહે છે કે હઝરત શૈખની નજર બાલ મુબારક પર પડી તો બાલ મુબારક આપના હાથમાં આવી રહયો ! આ જોઈ સુલ્તાનની આપના પ્રત્યેની અકીદત અનહદ વધી ગઈ.

સુલ્તાન ગિયાસુદ્દીન આપને પોતાના બાપની કબરે લઇ ગયો ને પોતાના વાલિદ માટે મગફિરતની દુઆ કરવા વિનંતી કરી. હઝરત પીરોમુર્શિદે દુઆ કરી, એટલું જ નહીં, કબરવાળાની જે કાંઇ હાલત કશ્ફથી માલૂમ પડી તે ય સુલ્તાનને કહી.

સુલ્તાને કીંમતી ભેટસોગાતો આપની સેવામાં પેશ કરી, પણ તેમાંની કશી વસ્તુ આપે ન સ્વીકારી.

રહમતુલ્લાહિ અલયહ !



## શૈખ અબ્દુલ વહ્હાબ બુખારી

### (રહમતુલ્લાહિ અલયહ)

સૈયિદ જલાલુદ્દીન બુખારી નામે મહા બુઝુર્ગના આપ વંશજ છે. કામિલ બુઝુર્ગ, ઇલ્મ–અમલ, હાલ ને મુહબ્બતના ઉત્તમ ગુણોથી સંપન્ન.

શરૂઆતમાં આપ મુલ્તાનમાં રહેતા, ને પીરોમુર્શિદ હઝરત સૈયિદ સદરુદ્દીન બુખારી (રહ.)–જે આપના પીરોમુર્શિદ હોવા સાથે ઉસ્તાદ અને સસરા પણ હતા–તેમની સેવા–ખિદમત કરતા. પીરોમુર્શિદે એક વાર ફરમાવ્યું,

"ખરે, દુનિયામાં અત્યારે બે નેઅમતો મવજૂદ છે. આ નેઅમતો એવી છે જે સઘળી નેઅમતોથી ઉત્તમ ને અફઝલ છે, પણ લોકો બહુધા એમની કદર જાણતા નથી, ને એ હાસિલ કરવા વિશે ગાફેલ કે બેપરવા છે. એક નેઅમત છે, હુઝૂર મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ. જે માનવંતનું વુજૂદ, મદીના મુનવ્વરામાં હયાત સાથે મવજૂદ છે. લોકો આ સઆદત કે ખુશનસીબીને પૂરતી રીતે હાસિલ નથી કરતા. બીજી નેઅમત છે, કુર્આને મજીદ. જે પરવરદિગારની વાણી કે કલામ છે અને ખુદાવંદ તઆલાએ મખ્લૂકને એમાં સંબોધી છે, અફસોસ, લોકો આ નેઅમતથી ય ગાફિલ છે."

પીરોમુર્શિદની આ અમૃતવાણી સાંભળતાં જ આપ ઉઠયા, આદાબ બજાવીને મદીના મુનવ્વરાની ઝિયારત માટે જવાની રજા માંગી. પછી જમીન માર્ગે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત કાજ ચાલી નીકળ્યા. અનેક કષ્ટો વેઠી આ સદ્‌ભાગ્ય પ્રાપ્ત કર્યું.

દિલ્હીના વસવાટ દરમિયાન પણ આપ હરમૈન શરીફૈનની ઝિયારતો માટે ગયેલા. એ પ્રસંગે હુઝૂર સરવરે કાયનાત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી બશારત મળી. એ મહા નેઅમત અને ખુશી પામીને દિલ્હી પાછા ફર્યા.

પોતાના પીરોમુર્શિદ પ્રત્યે આપને અનહદ અકીદત અને

મુહબ્બત હતી. જાણે શૈખમાં ફના થયા હોય ! આપે કુર્આન પાકની તફસીર પણ લખી છે. કુર્આને અઝીઝમાં જ્યાં જ્યાં હુઝૂર મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ઉલ્લેખ છે ત્યાં મુહબ્બતથી ભરપૂર અને ઈશ્કની બારીકીઓ સહિતનું વર્ણન આ તફસીરમાં આપે કરેલું છે. શક્યતઃ આ તફસીર ગલ્બએ હાલમાં લખાયેલી છે.

હિજરી સન ૯૩૨ માં આ ફાની જગત છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



# કાઝી અબ્દુલ મુક્તદિર

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ માનવંત, હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી રહમતુલ્લાહિ અલયહના ખલીફા છે. ઉદાર સ્વભાવના, બુઝુર્ગ અને કામિલ દુરવેશ હતા. આપના પિતાજીનું નામ કાઝી રુકનુદ્દીન અલ્કુન્દી છે.

આપની વાણી બહુ ઉચ્ચ અને જ્ઞાનભરી હતી. અરબી ભાષામાં આપે કસીદા અને ગઝલો પણ કહી છે. હર વખતે વિદ્યા વ્યાસંગમાં ડૂબેલા રહેતા. જ્ઞાનની વાતો હાસિલ કરવામાં અતિ પ્રવૃત્ત. જો કે મહા શૈખ નસીરુદ્દીન ચિરાગે

દેહલી (રહ.) અને આપના મોટા ભાગના ખલીફાઓનો આ જ તરીકો હતો. તલબગારોને હંમેશા ઈલ્મ હાસિલ કરતા રહેવાની તેમ શરીઅતની હિફાઝત કરતા રહેવાની નસીહત આપતા. કહેતા, 'શરીઅતના એક મસ્અલા કે પ્રશ્ન વિશે ગર્વ અને ડોળદંભ વિના સોચવિચાર કરવો હજાર રકા'ત નફિલ ઈબાદત કરવા કરતાં વધુ મહત્તા અને ફઝીલત ધરાવે છે. અલબત્ત, એમાં મોટાઈ કે રિયાકારી ન હોય.'

વિદ્યાર્થી અવસ્થામાં આપ, હઝરત પીરોમુર્શિદની સેવામાં જઈને ઈલ્મી ચર્ચા કર્યા કરતા. ઈલ્મ પ્રત્યે આપની આવી રુચિ જોઈ માનવંત પીરોમુર્શિદ આપને બહુ આવકાર આપતા, આપની ઈલ્મી ચર્ચા પસંદ ફરમાવતા અને વધુ ને વધુ ઈલ્મ હાસિલ કરવા આપને પ્રોત્સાહિત કરતા. આપ જાહેરી ફઝીલતો સાથે બાતિની નેઅમતો પણ પામેલા. આપના એક અકીદતમંદે 'મનાકિબુસ સિદ્દીકીન' નામે કિતાબ લખી છે. આ કિતાબમાં ઈઝઝતવંત એવા ચિશ્તીયા સિલસિલાના માનવંત મશાયખના જીવનપ્રસંગો અને તેમણે પામેલાં રૂહાનિય્યતના ઉચ્ચ સ્થાનોની ઝલક જોવા મળે છે.

કાઝી શિહાબુદ્દીન નામે એક તાલિબે ઈલ્મ આપની પાસે ઈલ્મ હાસિલ કરતા હતા. એક વાર તેમને ક્યાંકથી સોનું મળ્યું. ઘરે જઈ એકાંતમાં અમ્માજાનને કહેવા લાગ્યા, 'અમ્માજી, આ સોનું સાચવીને ભોંયમાં દાટી દઈએ.'

સોનું ભોંયમાં ધરબી દઈ કાઝી શિહાબુદ્દીન હઝરત શૈખ અબ્દુલ મુકતદિરની મજલિસમાં આવ્યા. કાઝી સાહેબને જોતાં જ માનવંત શૈખ ફરમાવવા લાગ્યા, 'શિહાબુદ્દીન ! તમે તો સોનાની ચિંતામાં છો, ઈલ્મની ચિંતા ક્યારે કરશો ?' હઝરતે પોતાના શિષ્યને આ રીતે સમજાવ્યું કે, ઈલ્મની મહત્તા સોના કરતાં સવિશેષ છે. પછી તો કાઝી શિહાબુદ્દીનને ઈલ્મની એવી લગની લાગી કે, એમના વિશે આપ ફરમાવતા, 'મારી પાસે એક તાલિબે ઈલ્મ આવે છે, એનાં હાડચામ, એનાં દિલદિમાગ, એનો સઘળો દેહ જાણે ઈલ્મમય છે ! સાર એ કે અલ્લાહ-વાળાઓની આ જમાઅત રૂહાની પ્રગતિ સાથે ઈલ્મમમાંય સદા ઓતપ્રોત રહેતી.

૨૬ મુહર્રમુલ મુકર્રમ, ૭૯૧ હિજરીને રોજ આ ફાની દુનિયા છોડી ગયા.

રહમતુલ્લાહિ અલયહ !



## કાઝી શમ્સુદ્દીન શયબાની

### (રહમતુલ્લાહિ અલયહ)

તજજ્ઞ એવા બુઝુર્ગ હતા. તુગલક શાહના વખતમાં

દિલ્હીથી નારનોલ આવ્યા.

જુવાનીમાં જ્યારે કે આપે હજી સંસાર જીવન શરૂ કર્યું ન હતું, ખાન–એ–કા'બાની ઝિયારત અર્થે રવાના થયા. ગુજરાત પહોંચ્યા ત્યાં એક મસ્જિદમાં એક મોઅતઝલીને મિમ્બર પર બેસી વઅઝ કરતાં જોયો. તે પોતાના મુઅતઝલી મતનો પ્રચાર કરી રહયો હતો. તે કહેતો હતો, 'આ હાથ મારો છે. હું મુઠ્ઠી બંધ કરું તો બંધ થાય છે. ખોલું તો ખુલે છે.'' સૌ ખામોશીથી તેની વાત સાંભળતા હતા. તેને પડકારે એવો કોઈ ત્યાં જણાતો ન હતો.

કાઝી શમ્સુદીન શયબાની (રહ.)એ તેને ટોકયો અને કહયું, 'ભલા ! તમારા હાથમાં એ કુદરત છે, તો હાથની મુઠ્ઠી આંગળાની પછવાડેથી કેમ બંધ કરતા નથી ?''

ગુજરાતના હાકેમ સુધી આ વાત પહોંચી. આપે ઉઠાવેલો મુદો હાકેમને બહુ ગમ્યો. તેણે આપની બહુ બહુ ઈઝઝત ને કદર કરી. હાકિમે આપના નિકાહ એક અરબ ખાતૂન સાથે કરાવ્યા. અલ્લાહ તબારક વ તઆલાએ આપને ત્યાં અવલાદ પણ દીધી.

રહમતુલ્લાહિ અલયહ !



# સૈયિદ તાજુદ્દીન શેરસવાર

## (રહમતુલ્લાહિ અલયહ)

આપ, હઝરત ખ્વાજા કુત્બુદ્દીન મુનવ્વર હાંસવી રહમતુલ્લાહિ અલયહના મુરીદ છે. નારનોલની પહાડીઓમાં રહીને આપ સખત રિયાઝત–તપસ્યા કરતા. મુજાહિદાને લઇ આપ એવા રૂહાની સ્થાને પહોંચ્યા કે હિંસક પશુઓ ને ઉડતા પક્ષીઓ પણ આપની આજ્ઞા માનતા. છૂટા ફરતા ખોફનાક જાનવરો આપના તાબેદાર હતા. જંગલમાં પ્રકાર પ્રકારના પશુ–પક્ષીઓ, વાઘવરૂ, હરણાં, સાબર, મોર, ચકલાં, સાપ વગેરે આપની આસપાસ કશા ય ભય કે દહેશત વિના આવી બેસતાં.

લોકો પોતાનો જાતઅનુભવ કહે છે કે, ઘણીવાર વાઘ પર બેસીને આપ, પોતાના પીરોમુર્શિદ પાસે હાંસી મુકામે જતા. જંગલનો રસ્તો વાઘ પર સવાર થઈને પસાર કરતા. સાપ તો આપના હાથે–ખભે જાણે રમ્યા કરતા ! પીરોમુર્શિદના ગામ નજીક પહોંચતા તો વાઘ અને સાપોને છૂટા કરી દેતા અને પગે ચાલીને શહેરમાં જતા.

આપનો જન્મ નારનોલમાં થયેલો. કબર પણ ત્યાં જ છે.

રહમતુલ્લાહિ અલયહ !

# ખ્વાજા સૈયિદ જલાલુદ્દીન બુખારી
## (રહમતુલ્લાહિ અલયહ)

આપ માનવંતનું નામ સૈયિદ જલાલુદ્દીન છે. 'મખ્દૂમ જહાંનિયાં જહાંગશ્ત' ઉપનામથી વિશેષ જાણીતા છે. આપનો જન્મ હિ. ૭૦૭ માં ઉચ મુકામે થયેલો.

આપે ઘણો ઘણો પ્રવાસ ખેડેલો, તેથી 'જહાંગશ્ત' : વિશ્વ પ્રવાસી કહેવાયા. જ્યારે 'મખ્દૂમ જહાંનિયાં' લકબ વિશે સિયરુલ આરિફીનના કર્તા નોંધે છે કે, એક વાર ઈદના દિવસે આપે મહા શૈખ હઝરત ઝકરિયા મુલ્તાની, હઝરત શૈખ સદરુદ્દીન અને હઝરત ખ્વાજા રુકનુદ્દીન (રહમતુલ્લાહિ તઆલા અલયહિમ)ના મઝાર પર જઈને મુરાકબા કર્યો. મુરાકબામાં ઈદી માંગી તો એ બુઝુર્ગો તરફથી આપને 'મખ્દૂમ જહાંનિયાં'ના લકબ મળ્યો. આપ ત્યાંથી પાછા ફર્યા તો રસ્તામાં આપને જોનાર દરેક જણ સહસા બોલતું 'મખ્દૂમ જહાંનિયા' આવી રહયા છે.

'અખ્બારુલ અખ્યાર'ના કર્તા શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે, 'આપે બહુ લાંબા પ્રવાસ ખેડયા ને અનેકાનેક અવલિયાએ કિરામની સેવામાં જઈને નેઅમત–બરકત મેળવ્યાં.' (પેજ : ૩૩) એ રીતે 'મીરાતુલ અસરાર'માં છે કે, ચાર–ચાર ખંડોના પ્રવાસ ખેડી ચાળીસ ચાળીસ

સિલસિલાના બુઝુર્ગો પાસેથી આપ ફૈઝ પામ્યા.

આપના પિતાજીનું નામ સૈયિદ અહમદ કબીર (રહ.) છે. સૈયિદ અહમદ કબીર પણ અલ્લાહવાળા હતા. હઝરત ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.)એ પોતાના મલ્ફૂઝાતમાં માનવંત પિતાજીની બુઝુર્ગી વિશે વારંવાર ઉલ્લેખ કર્યો છે. એક સ્થળે ફરમાવે છે, 'મારા પિતાજી કદી આરામથી ઊંઘતા નહીં. શરદીના દિવસો હોય કે ગરમીના, માત્ર ચાદર ઓઢી લેતા. રોજ બે વાર કુર્આનપાકનો ખતમ કરતા. એક દિવસે, એક રાતે. નમાઝ પઢતાં ને કુર્આને પાકની તિલાવત કરતાં કરતાં એવું રડતા કે સીના મુબારકમાંથી ના'રા નીકળતા. આપ મોટી બુઝુર્ગીવાળા હતા.' એક સ્થળે વળી ફરમાવે છે કે, મારા વાલિદ, ફર્ઝ અને નફિલ નમાઝોમાં ખડા થતા તો ના'રા મારતા ને બોર બોર આંસૂએ રડતા.

હઝરત મખ્દૂમ જહાંનિયાના સગા ભાઇ રાજૂ કત્તાલ પણ મહા બુઝુર્ગીવાળા હતા. તે માનવંત, હઝરત મખ્દૂમ (રહ.)ના મુરીદ અને ખલીફા હતા.

હઝરત શૈખ ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.) સાત વરસના હતા ત્યારે પોતાના પિતાજી સાથે ઉચના જાણીતા બુઝુર્ગ શૈખ જમાલ ખંદાનની સેવામાં ગયા. મજલિસમાં શૈખ જમાલની સામે ખજૂરની થાળી પડેલી હતી. તેમણે હાજરજનોમાં ખજૂર વહેંચ્યું. શૈખ જલાલુદ્દીન (રહ.) ઠળિયા

સાથે એ ખજૂર ખાઈ ગયા. માનવંત ખંદાને પૂછયું, 'દીકરા! તમે ઠળિયા સાથે ખજૂર ખાધું કે ?' આપે અદબથી જવાબ દીંધો, 'જી, આપના હાથ મુબારકથી મળેલ ખજૂરનો ઠળિયો ફેંકી દેવાનું મને યોગ્ય લાગ્યું નહીં.' આ સાંભળી શૈખ જમાલે કહયું, 'તમે ફક્રનું તેમ તમારા ખાનદાનનું નામ ઉજજવળ કરશો.'

પ્રાથમિક તા'લીમ આપે ઉચમાં લીધી. એ પછી વધુ તા'લીમ માટે મુલતાન ગયા. ત્યાં હિદાયહ, બઝૂવી વગેરેનું શિક્ષણ લીધું. તા'લીમ દરમિયાન કુર્આનપાકની સાત કિરાઅતો શીખ્યા. ઈલ્મ શીખવાનો આપને ભારે શોખ હતા. લાંબો વખત તા'લીમ લેતા રહયા. મક્કા મુઅઝઝમા અને મદીના મુનવ્વરાના રોકાણ દરમિયાન મક્કા શરીફના શૈખ અબ્દુલ્લાહ યાફિઈ (રહ.) અને મદીના શરીફના શૈખ અબ્દુલ્લાહ મતરી (રહ.) પાસેથી વિવિધ કિતાબોની તા'લીમ લીધી, ને રૂહાની ફૈઝ મેળવ્યો.

આપ, મદીના શરીફના શૈખ અબ્દુલ્લાહ મતરી (રહ.) પાસે બે વરસ રહયા ને અહાદીસે નબવી તથા અવારિફ શીખ્યા. આપ કહે છે કે, શૈખ અબ્દુલ્લાહ તહજ્જુદ વખતે મારા ઓરડામાં આવતા. આપના એક હાથમાં દીવો ને બીજા હાથમાં કંઈક ખાવાનું હોતું. એકવાર મેં અરજ કરી, 'ઓ મહા શૈખ! આપ તો મારા ઉસ્તાદ છો. મારે આપની સેવા કરવી

જોઈએ.' કહેવા લાગ્યા, 'ના, તમે મારી પાસે ન આવતા. હું જ તમારી પાસે આવીશ. તમે તો હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વંશ જ છો.'

હઝરત શૈખ ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.) એક સો અઠયાસી પ્રકારના ઉલૂમ યાને વિદ્યાઓમાં પારંગત હતા. આ ઉલૂમની વિગતવાર યાદી આપના મલ્ફૂઝાત અદદુર્રુન મન્ઝૂમમાં આપી છે. પોતાની મજલિસોમાં આપ કદી તફસીરનો, કદી સિહાહ સિત્તહ તથા મશારિકુલ અન્વાર, મિશ્કાતનો, કદી ફિકહ તો કદી તસવ્વુફ, કસીદહ, વિવિધ વિર્દ–વઝાઈફનો, કદી અલ્લાહના નવ્વાણું નામોના વિવરણનો રીતસર સબક આપતા.

એક નોંધ અનુસાર આપને વીસ જેટલા બુઝુર્ગોએ ખિલાફતપદ આપેલું.

તસવ્વુફ અને ઈરફાનમાં આવા ઊંચા દરજા પામેલા. જીવન આખું શરીઅતની પાબંદી અને સુન્નતની તાબેદારીમાં વીતાવ્યું. સુલૂક મારગની ગમે તે મંઝિલ હોય શરીઅતનો દામન છોડયો નહીં. આપ ફરમાવતા, 'હકીકત એ શરીઅત છે. જ્યાં સુધી કોઈ શરીઅતને ચીવટાઈથી વળગી રહેશે નહીં, હકીકત સુધી નહીં પહોંચે. એક પ્રસંગે ફરમાવ્યું, 'જે શખ્સ શરીઅતથી કોરો છે તે તરીકત અને હકીકતને જાણી–સમજી શકતો નથી.

શરીઅત ફળ છે, જ્યારે તરીકત અને હકીકત એ ફળનો ગર. કોઈ શૈખ તરીકત અને હકીકતથી વાકેફ હોય પણ શરીઅતથી વાકેફ ન હોય તો તે શૈખ નથી, અજ્ઞાન છે. કોઈ સાલિહ અને નેક માણસ શરીઅત, તરીકત અને હકીકતનું જ્ઞાન ધરાવતો ન હોય તો તે વલી બની શકતો નથી.

(અદદુર્રુન મન્ઝૂમ, પેજ : ૧૯૧)

એક વાર ઉચ શહેરમાં કોઈ માણસ આવ્યો. તે પોતાને અલ્લાહના વલી તરીકે ઓળખાવતો હતો. શ્રદ્ધાળુ લોકોની ભીડ તેની પાસે જામવા લાગી. હઝરત સૈયિદ ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.) તેની પાસે ગયા ને તેની બાજુમાં બેઠા. તે કહેવા લાગ્યા, 'હમણાં જ હક તઆલા મારી પાસેથી ઉઠીને ગયા.' આપે ગુસ્સે થઈ કહયું, 'ઓ બદનસીબ ! ફરીથી કલિમહ પઢ, તારું ઈમાન રહયું નથી.' એ પછી આપે શહેરના કાજી– ન્યાયાધીશને શિકાયત કરી. કાજીએ તે માણસને શહેર બહાર કાઢી મૂકયો !

નમાઝ છોડનારને ય આપ વલી તરીકે સ્વીકારતા નહીં. આપ કહે છે કે, મક્કા શરીફથી જ્યારે હું ભક્કર શહેર આવ્યો તો કેટલાક લોકો મને મળવા આવ્યા. તેઓ કહેવા લાગ્યા કે અલવર કસબા નજીક પહાડની ગુફામાં એક દુરવેશ રહે છે. તેનો દાવો છે કે, અલ્લાહપાકે તેના માટે નમાઝ માફ કરી છે.

આ સાંભળી હું તે શખ્સની મુલાકાતે ગયો. મેં જોયું કે તેની આસપાસ લોકોની ઠઠ જામી હતી. મેં પૂછયું, 'તમે નમાઝ કેમ પઢતા નથી ?' અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો ફરમાવે છે કે, મુઅમિન અને કાફિરની વચ્ચે નમાઝ આડરેખા દોરે છે.' તે દુરવેશ કહેવા લાગ્યો, 'ઓ સૈયિદ ! મારી પાસે જિબ્રઈલ આવે છે. જન્નતનું સ્વાદિષ્ટ ખાણું લાવે છે, ને અલ્લાહપાકના સલામ પેશ કરે છે. કહે છે કે, તમારે માટે નમાઝ માફ છે. તમે અલ્લાહના ખાસ બંદા છો.'

હઝરતે ફરમાવ્યું, 'આ બધી નિરર્થક વાતો છે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝ પઢતા હતા ને તમારે માટે માફ કેમ કરી હોય ? તમારી જેવા જાહિલ પાસે જિબ્રઈલ નહીં, પણ શયતાન આવે છે. જિબ્રઈલ તો વહીના ફરિશ્તા છે. તેઓ પયગમ્બરના સિવાય અન્ય કોઈની પાસે આવતા નથી. જે ખાણું આવે છે તે ગંદું છે. હવે તમારી પાસે એ આવે ત્યારે **'લા હવ્લ વલા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ'**-પઢજો.'

બીજે દિવસે શયતાન આવ્યો. દુરવેશે માનવંત હઝરતના કહયા પ્રમાણે કર્યું તો તરત તે ભાગી છૂટયો ! દુરવેશ કહેવા લાગ્યો, 'હાય તારા ગંદા ખાણાએ મારા કપડાંય ખરાબ કરી મૂકયાં !

તે દુરવેશે માનવંત હઝરતના હાથે તવબા કરી. જે નમાઝો તેનાથી છૂટી હતી તે તેણે કઝા પઢી લીધી.

હઝરત ખ્વાજા સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.) પોતાના મુરીદોને નમાઝ બા–જમાઅત (પઢવા)ની ઘણી તાકીદ કરતા. નમાઝ નહીં પઢનારને ઈરશાદે નબવી અનુસાર મલઉન અને બિદઅતી કહેતા.

આપ કહે છે કે, મુસાફરીમાં હું એકલો હોતો તો બરાબર નમાઝને વખતે ક્યાંકથી અબ્દાલ આવી જતા ને મારી સાથે નમાઝ પઢતા. આ રીતે અમને જમાઅતનો સવાબ મળી જતો.

ફરમાવતા, 'અલ્લાહને મારગે ચાલનારે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી કરવી જોઈએ કે એ દ્વારા અલ્લાહપાકની નઝદીકી મળે છે. બિદઅતીઓ બિદઅતને અલ્લાહપાકની નઝદીકીનું સાધન ગણે છે. તેઓ લોઢુંતાંબું પહેરે છે. દાઢી મૂંડાવે છે. અમુક કલંદરો ય એવું કરતા હોય છે. આ રીતે અલ્લાહપાકની નઝદીકી નથી મળતી, બલકે એવા લોકો અલ્લાહ તઆલાથી છેટા થઈ ગુમરાહીમાં સપડાય છે. અલ્લાહ પાક તો ફરમાવે છે, '**કુલ ઇન કુન્તુમ તુહિબ્બુનલ્લા–હ ફત્તબિઊની યુહબિબ્ કુમુલ્લાહ.**' આયતે કરીમાનો ભાવાર્થ એ છે કે, હે મુહમ્મદ ! આપ કહી દો કે જો તમે અલ્લાહ તઆલાની મુહબ્બતનો દાવો કરતા હોવ તો તમે

મારા કથન, વર્તન અને અહવાલનું અનુકરણ કરો, અલ્લાહ તઆલા તમારાથી મુહબ્બત રાખશે.'

આપ હર હાલમાં સુન્નતની તાબેદારી કરવાની ઘણી કાળજી રાખતા. આથી અહાદીસે નબવી પ્રત્યે આપને અસાધારણ લગની અને મુહબ્બત હતી. આપના મલ્ફૂઝાતના એક સંગ્રહ 'સિરાજુલ હિદાયહ'માં અહાદીસે પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મથાળા હેઠળ એક અલગ પ્રકરણમાં વિવિધ હદીસોનું વિવરણ અને સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. પોતાની મજલિસોમાં હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસો વારંવાર ટાંકતા. હદીસોના પ્રકાશમાં પોતાના મુરીદોને તા'લીમ આપતા. હદીસોની કિતાબો જેમ કે સિહાહ સિત્તહ, મિશ્કાત શરીફ, મશારિકુલ અનવારનો રીતસર સબક પણ આપતા. પોતાની જીવનપ્રવૃત્તિઓને હરહંમેશ અહાદીસ મુજંબ ઢાળવાનો પ્રયત્ન કરતા. પાંચ વખતની નમાઝો ઉપરાંત તહજ્જુદ, ઈશરાક, ચાશ્ત, અવ્વાબીન, તરાવીહ તેમજ બીજી નફિલ નમાઝોમાં અલ્લાહના નબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જેટલી રકા'તો પઢતા હતા, નબવી અનુસરણમાં આપ એટલી રકાતો પઢતા. વળી હદીસોમાં જે ઝિક્ર—વઝાઈફ આવેલ છે, બહુધા રોજ તે પઢયા કરતા.

ઈબાદત કાજે આખી રાત જાગતા નહીં, બલકે થોડીવાર

સૂઇ જતા. કહેતા, જે માણસ ઇબાદત માટે આખી રાત જાગે છે તે સુન્નત તરીકાનો ભંગ કરે છે, કારણ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો ફરમાવતા, હું નમાઝ પણ પઢું છું ને સૂવું ય છું. વળી, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું કથન ટાંકતા કે જે માણસ એકલપેટો છે, પોતાના ગુલામચાકરને મારપીટ કરે છે તે મલ્ઉન–શાપિત છે. આ હદીસ અનુસાર એકલા ન જમતા. વળી, ખાણું વહેંચતા, રાંધેલી વસ્તુ જમ્યા પછી શુક્રરૂપે બે રકાત નમાઝ અદા કરતા. ફરમાવતા, હદીસ શરીફમાં છે, જે માણસ ખાણાના શુક્રરૂપે બે રકા'ત નમાઝ ન પઢે ને સૂઇ રહે તેનું દિલ સખત થઇ જાય છે, ને વળી કાળું પણ. પાણી પીતા તો ત્રણ શ્વાસે પીતા કે, એ હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો છે.

રેશમી તેમજ બારીક–ઝીણા વસ્ત્રો પહેરતા નહીં. એકવાર સુલ્તાન ફિરોઝશાહે આપની સેવામાં ચોવીસ જોડ કપડાં મોકલ્યાં તો કહેવા લાગ્યા, 'એમાંથી શરઇ દષ્ટિએ જે જાયઝ છે તે પહેરીશ.' ફરી હદીસ વર્ણવી કે રેશમ અને સોનું હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના મરદો માટે હરામ છે ને અવરતો માટે હલાલ.

એક વાર એક મુરીદ, આપની સેવામાં પગરખાની એક જોડી લાવ્યા તો તેનો સ્વીકાર કરતા કહેવા લાગ્યા, 'પાવડીઓ

પહેરવી સુન્નત છે. મદીના મુનવ્વરહમાં મેં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાવડીઓ જોઇ હતી ને એ બરકતવંત પાવડીઓ મેં આંખોએ લગાડી હતી. કોઈ માણસ કશો હદિયો કે ભેટ પેશ કરતો તો કોઈ ને કોઈ રૂપે આપ તેનો બદલો જરૂર આપતા. કહેતા, સહીહ હદીસમાં છે કે, 'કોઈ તમારે માટે કશી ભેટ લાવે તો તમે એનો બદલો જરૂર વાળો. બદલામાં જો કશી વસ્તુ આપવાની શક્તિ કે ગજું ન હોય તો તેના માટે ભલી દુઆ કરો. એટલે સુધી કે તમને લાગે કે દુઆ હદિયાનો બદલો બની રહેશે.' સુન્નત તરીકાના અનુસરણમાં ચૂલો સળગાવતા ને બહારથી બળતણ લાવવાનો ય પ્રયત્ન કરતા. આમ નાની નાની વાતોમાં પણ સુન્નત તરીકા પ્રમાણે વર્તવાની કોશિશ કરતા. મીરાતુલ અસરારમાં છે કે, આપ નાના–મોટાં સઘળા કામોમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નકશે કદમ પર ચાલતા હતા : દર જમીએ ઉમૂરે સૂરી વ મઅનવી કદમ બ કદમ હઝરત રિસાલત પનાહી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મી રફત !

ખ્વાજા બુઝુર્ગ હઝરત સૈયિદ જહાંગીર સમનાની (રહ.) 'લતાઈફે અશરફી'માં લખે છે કે, હઝરત સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.)ના હાથે એટએટલી કરામતો જાહેર થયેલી કે પાછલા યુગના સૂફિયાએ કિરામમાંથી કોઈના હાથે ભાગ્યે જ એટલી કરામતો જાહેર થઈ હશે. આથી લોકો આપને

મઝહરુલ અજાઈબ : ચમત્કારી મહાત્મા કહેતા. આમ છતાં આપ કરામતોને પોતાની કશી ખૂબી, બુઝુર્ગી કે કમાલરૂપ લેખતા નહીં. આ વિશે આપ બહુ વિનમ્રતાપૂર્વક કહેતા કે અલ્લાહના વલી માટે એ શકય છે કે, હવામાં ઉડે, પાણી પર ચાલે, એને માટે ધરતી–આકાશનાં અંતર ટૂંકાવી દેવામાં આવે, પણ તે પોતાના કથન–વર્તન કે ચાલઢાલમાં પોતાનાં પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુસરણ ન કરે ત્યાં સુધી તે વલી થઈ શકતો નથી.

હઝરત સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.)એ અનેક દેશોના પ્રવાસ ખેડેલા. અનેકાનેક વલીઓ, બુઝુર્ગો કે મજઝૂબ સંતોની મુલાકાતો લઈ ફૈઝ હાસિલ કરેલો. આપે બહુ લાંબા પ્રવાસ ખેડેલા તેથી આપ જહાંગશ્ત : વિશ્વ પ્રવાસીના ઉપનામથી પ્રખ્યાત થયા.

પ્રવાસના અવનવા ને અજબગજબ અનુભવો તેમ વિગતોનું વર્ણન આપના મલ્ફૂઝાતમાં જોવા મળે છે. આપ કહે છે કે, સુલ્તાન મુહમ્મદ તુગલકે મને શયખુલ ઈસ્લામ તરીકે નિયુક્ત કર્યો અને ચાળીસ ખાનકાહોનો વહીવટ મને સોંપ્યો. એ દિવસોમાં મારા પીરોમુર્શિદે મને ખ્વાબમાં આદેશ દીધો કે તમે હજ માટે ચાલ્યા જાવ, નહિતર ગરક થઈ જશો !

હું મારા માનવંત વાલિદ સાહેબની રજા લેવા ગયો. જો કે મારી પાસે હજ માટેનું વાટખર્ચ નો'તું, પણ અલ્લાહપાકે મને ભેટસોગાતો પહોંચાડી. એક માણસ હજ માટે જઈ રહયો હતો. તેના ઘરવાળાંએ તેને જવા ન દીધો. પાછો વાળ્યો. તેણે પોતાનું વાટખર્ચ મને આપી દીધું. સાથે એક ઘોડો પણ દીધો. અલબત્ત, એ ઘોડો મેં મવલાના નિઝામુદ્દીનને આપી દીધો. તેમને ક્ષયની બીમારી હતી. હું પગપાળા રવાના થઈ ગયો અને અલ્લાહ તબારક વ તઆલાની કૃપાથી હજ અગાઉ મક્કા શરીફ પહોંચી ગયો. અલ્લાહ તઆલાએ અનેકાનેક નેઅમતોથી મને આબરૂવંત કર્યો.

એક પ્રસંગે ફરમાવ્યું કે, સાત વરસ હું મક્કા શરીફમાં મુજાવર રહયો. ત્યાં એક મુફસ્સિર અને મુહદ્દિસ પોતાની વઅઝમાં સતત સાત વરસ સુધી સૂરએ ફાતિહાની તફસીર બયાન કરી રહયા હતા. હું તો સાત વરસે ત્યાંથી ચાલ્યો આવ્યો. ખબર નહીં કે એ પછી કેટલા સમય સુધી તે માનવંતે એ તફસીર જારી રાખી હશે !

આપ કહે છે કે, મક્કા શરીફમાં સાતે'ક વરસ રહીને હું અદન (એડન)ના કુતુબ, ફકીહ બસ્સાલની ઝિયારત માટે અદન ગયો. તે માનવંતની સેવામાં હું હાજર થયો તો ફરમાવ્યું, 'ઓ સૈયિદ ! મક્કા ભણી પાછા વળો. જેમણે તમને ત્યાં મોકલ્યા છે, તે રજા ન આપે ત્યાં સુધી એ પવિત્ર સ્થળેથી

નીકળતા નહીં. એટલે કે શૈખ કુત્બે આલમ રુકનુદ્દીનની ઈજાઝતની રાહ જો જો !' મને થયું, 'આ માનવંતને કોણે કહયું હશે કે હું પીરોમુર્શિદ હઝરત શૈખ રુકનુદ્દીનના હુકમથી આવેલો. મને થયું નક્કી આ આપની કરામત હશે. એ માનવંત માંદા હતા. થોડા દિવસ પછી વફાત પામ્યા. એમના ગુજરી જવા પછી ત્રીજી રાતે મેં હઝરત શૈખ રુકનુદ્દીનને ખ્વાબમાં જોયા. આપે મને ખિરકહ પહેરાવ્યો ને ફરમાવ્યું, 'કાલે ફકીહ બસ્સાલની વફાત થયાને ત્રીજો દિવસ થશે. આ ખિરકહ ફકીહ બસ્સાલના નાના દીકરાને પહેરાવી દેજો !'

પોતાનો પ્રવાસ અનુભવ વર્ણવતાં આપ જણાવે છે, 'મક્કા શરીફના શૈખ અબ્દુલ્લાહ યાફિઈ તથા શૈખ અબ્દુલ્લાહ મતરી વગેરે મશાયખે મને કહયું કે, ઈરાકમાં શોકારહ શહેરમાં મહા શૈખ શિહાબુદ્દીન સુહ્રવર્દી (રહ.)ના મુરીદ રહે છે, તેમની મુલાકાતે જાવ. તો હું તેમને જઈ મળ્યો. તે માનવંતનું નામ શૈખ સરફુદ્દીન મહમૂદ શાહ તસ્કરી હતું. એ વખતે તેમની ઉંમર એક સો ત્રીસ વરસ હતી. આમ છતાં તેઓ એવા તો તંદુરસ્ત હતા કે જુમ્આને દિવસે હાથમાં લાકડી લઈ નમાઝ માટે જતા. તે માનવંતની સેવામાં હું ઘણો વખત રહયો. મેં તેમની પાસેથી અવારિફુલ મઆરિફ પઢી. તેમની પાસેથી રવાના થવાની મેં તૈયારી કરી તો તેમણે મને ખિરકહ પહેરાવ્યો, એટલું જ નહીં, ખિરકહ પહેરાવવાની ઈજાઝત પણ આપી.

આપ, સઅદી શિરાઝી (રહ.)ના નામથી પ્રખ્યાત એવા શહેર શિરાઝ પણ ગયેલા. આપ કહે છે કે, હું મક્કા શરીફથી શિરાઝ ગયો. ત્યાંના લોકો માંરી પાંસે સબક પઢવા આવતા. એક વાર ઉલૂલ અમ્રની વાત નીકળી, તો એ અંગેની કેટલીક વાતો બાદશાહ સુધી પહોંચી. બાદશાહ મને મળવા આવ્યા, તે ચાંદીની થાળીમાં સોના–ચાંદીના સિક્કા આપવા લાગ્યા, બાદશાહે કહયું કે, બયતુલ માલમાં તમારો ય હક છે. આ સ્વીકારી લો. એ ધન લેવા હું તૈયાર ન હતો. અંતે બાદશાહના આગ્રહના વશ થઇ લીધું.

એ પછી ઉલૂલ અમ્ર (હાકિમો–રાજાઓ) વિશે મેં વાત શરૂ કરી. તે સાંભળી બાદશાહ કહેવા લાગ્યા, 'તમારી પાસેથી મેં જે વાતો સાંભળી, અન્ય કોઇ પાસેથી સાંભળવા મળી નથી. અજબ વાતો છે !' મેં કહયું, 'જે કાંઇ મેં કહયું તે મક્કા મુઅઝઝમાના મુફસ્સિરીન, ફુકહા અને મશાયખ પાસેથી સાંભળીને કહયું છે.'

સેવક સૈયિદ શમસુદ્દીન તો રાજી રાજી થઇને બાદશાહે આપેલા સિક્કા ભેગા કરી રહયા હતા. એવામાં એમના વાલિદ સૈયિદ હમીદુદ્દીન આવ્યા. તે કહેવા લાગ્યા, 'હઝરત ! એક સૈયિદને માથે ચારસો (૪૦૦)નું કરજ છે, તે હું આમાંથી લઉં છું.' ફરી બાકીનું ધન પણ તેમણે એમ કહીને લઇ લીધું કે, 'હઝરત, આપને તો ઘણી ઘણી ભેટસોગાદો મળશે !' મેં તેમને

સઘળા સિક્કા આપી દીધા. ખરેખર, એ પછી મને સતત ભેટસોગાદો મળતી રહી.

પોતાના પ્રવાસનો એક પ્રસંગ વર્ણવતાં આપ કહે છે કે, પ્રવાસ કરતો કરતો હું યમન ગયો. ત્યાં પહાડી રસ્તે હું જઇ રહયો હતો. મારગમાં એક પહાડ પરથી અઝાનનો અવાજ આવતો હોય એમ લાગ્યું. હું તો એ પહાડ પર ચઢવા લાગ્યો. ત્રણ દિવસે હું ઉપર પહોંચ્યો. ત્યાં મેં એક ગુફા જોઇ. નમાઝનો સમય થયો હતો. જોયું તો એક મોટી જમાઅત નમાઝ માટે હાજર હતી ! સૌ જમાઅત સાથે નમાઝ પઢયા. નમાઝ પૂરી થઇ તો દરેક શખ્સ સાથે મેં મુસાફહ કર્યો—હાથ મેળવ્યા. એ પછી બધા લોકો ચાલ્યા ગયા. માત્ર એક બુઝુર્ગ ગુફામાં રહયા. મેં અરજ કરી, 'મારા માનવંત, અહીં બીજી કોઇ ગુફા તો દેખાતી નથી, ફરી આ બધા લોકો ક્યાંથી આવતા હશે ? !'

તે બુઝુર્ગ કહેવા લાગ્યા, 'આ ગુફામાં હું અહીં એકલો જ રહું છું. નમાઝ વેળા જે લોકો આવે છે તેઓ અબ્દાલ છે. મારે કારણે તેઓ આવે છે કે હું જમાઅત સાથે નમાઝ અદા કરું, એકલો ન પઢું.'

મેં પૂછયું, 'આપ શહેરમાં કેમ નથી રહેતા કે લોકોને આપનાથી લાભ થાય—ફૈઝ મળે ?' કહેવા લાગ્યા, 'મારી પાસે એક ભયાનક કૂતરો છે. તેને મેં કેદમાં પૂર્યો છે, કે તે કોઇને

ઈજા ન કરે. જ્યારે એ ભલો–નેક થઈ જશે ત્યારે એને વસતિમાં લઈ જઈશ.' ભયંકર કૂતરો એટલે નફસ. તે માનવંત બુઝુર્ગે પોતાના નફસને ભૂંડો કહયો. એમ ન કહયું કે લોકો ભૂંડા કે બુરા છે, તેથી અહીં એકાંતમાં આવીને બેઠો છું.'

પ્રવાસનો એક ઈબ્રતનાક પ્રસંગ વર્ણવતાં આપ કહે છે કે, એક વાર હું એક દુરવેશ પાસે ગયો. થોડીવાર તેમની પાસે બેઠો હોઈશ કે, તે અલોપ થઈ ગયા ને થોડીવાર પછી આવી ગયા ! મેં જોયું, તેમની આંખોમાં આંસૂ હતા. મેં પૂછયું, 'આપ કયાં ગયા હતા ?' બોલ્યા, 'હું આલમે મલકૂતમાં હતો.' મેં અરજ કરી, 'માનવંત ! આપની આંખોમાં આંસૂ કેમ ?' દુરવેશ કહેવા લાગ્યા; 'લોકોને મેં જોયા કે તેઓ દુનિયાના કામો ને ધંધાધાપામાં ડૂબી રહયા છે. પોતે શું કરી રહયા છે અને આખિરતમાં કામ લાગનારી કેવી કીમતી નેકીઓ ગુમાવી રહયા છે તેનું એમને ભાન નથી. મારી આંખોમાં આંસૂ આવી ગયા કે તેઓ આ ચંદ રોજની જિંદગીમાં એક મુરદાર પર વારી ગયા છે !'

ફરમાવે છે; 'હું દમિશ્ક ગયો, ત્યાં એક મહા બુઝુર્ગને મળ્યો. તેમણે મને નજીક બોલાવી પાસે બેસાડયો. કહેવા લાગ્યા ; 'હું ઈસ્ફહાનમાં હતો ત્યાં અલ્લાહના એક વલી હતા. ભારે કશ્ફ કરામતવાળા. તેમણે આઠસો જેટલા આરિફો–મહા જ્ઞાનીઓની મુલાકાતો કરેલી, અને ઘણો ફૈઝ મેળવેલો. ખ્વાજા

શમ્સુલ આરિફીનના નવાસાથી પણ લાભ પામેલા. તે માનવંતે મને નસીહત કરી હતી કે રાજા –મહારાજાઓ, અમીર ઉમરાવો અને ધનકુબેરોનો સહવાસ ન કરતા કે આખિરતમાં તમારી નજાત થાય !'

એક પ્રસંગ વર્ણવતા આપ કહે છે કે, હું શારિસ્તાનમાં હતો ત્યારે મને એક ભરવાડ મળ્યો. કહેવા લાગ્યો; 'ઓ સૈયિદ જલાલ ! કૃપા કરી મને બયઅત કરો. અલ્લાહ કરીમના ફઝલથી મારી પાસે સઘળું છે, પણ કોઈનાથી હું બયઅત નથી.' મેં તેનાથી બયઅત લીધી; પણ બયઅત લીધા પછી તરત જ તે ગાયબ એટલે કે અલોપ થઈ ગયો ! તે અબ્દાલની જમાઅતમાં જતો રહયો.

હું મક્કા શરીફ પહોંચ્યો ત્યારે મેં જોયું કે તે મસ્જિદે હરામમાં એ'તિકાફમાં છે. દીનના કામોમાં મેં તેને જાગૃત જોયો.

(સિરાજુલ હિદાયહ)

વૃત્તાંત નિવેદકો લખે છે કે, મહા શૈખ સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.) ખાનએ કા'બામાં હાજર હતા. મક્કા શરીફના શૈખ ઈમામ અબ્દુલ્લાહ યાફિઈ (રહ.) ત્યાં આવ્યા અને કહયું, કે 'દિલ્હીમાંથી હવે મોટા મોટા મશાયખ ઉઠી ગયા છે. અલબત્ત, તે માનવંતોની બરકતની અસર શૈખ નસીરુદ્દીન મહમૂદમાં મોજૂદ છે. તેમની બરકતવંત ઝાત બહુ ગનીમત

છે. તેઓ ચિરાગે દેહલી : દિલ્હીના રોશન દીવા છે. મશાયખની ઉત્તમ રસમોને તેમણે જીવંત રાખી છે.' હઝરત સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.)એ આ વાતો સાંભળી તો આપના દિલમાં શૈખ નસીરુદ્દીન (રહ.)ને મળવાની ઉત્કટ ઈચ્છા થઈ.

મક્કા શરીફથી રવાના થઈ આપ દિલ્હી પહોંચ્યા. દિલ્હીમાં હઝરત શૈખ નસીરુદ્દીન (રહ.)એ આપને જોતાંવેંત ફરમાવ્યું; 'શૈખ અબ્દુલ્લાહ યાફિઈના પુણ્ય પ્રતાપે મને આપના દીદારનું સદ્ભાગ્ય મળ્યું.'

ખ્વાજા જલાલુદ્દીને અરજ કરી; ખરે, શૈખ અબ્દુલ્લાહ યાફિઈ પર અલ્લાહ પાકની રહમત હો, કે તે માનવંતના પ્રતાપે આપની બરકતભરી સેવામાં આવ્યો. હઝરત શૈખ નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)એ રાજી થઈ, ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.)ને ચિશ્તીયા સિલસિલાનું ખિલાફતપદ અર્પણ કર્યું.

હઝરત ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.)થી ફૈઝ હાસિલ કરવા દેશમાંથી જ નહીં, પરદેશથી પણ લોકો મોટી સંખ્યામાં આવતા. અરબસ્તાન, યમન, તુર્કસ્તાન, ઈરાન વગેરેના સેંકડો ઈમાનવાળા આપની ખિદમતમાં ઈલ્મ–મઅરિફતના રહસ્યો પામવા આવતા.

રાજા–મહારાજા, અમીર–ઉમરાવો, ધનવાનો તેમજ

સામાન્ય લોકો આપની સેવામાં પ્રકાર પ્રકારની ભેટો લાવતા. આપ એ બધું હાજતમંદોને આપી દેતા. થોડુંક પોતાની જરૂરત માટે પણ રાખતા. કહેતા, 'મશાયખનું સૂચન છે કે, ભેટસોગાતો સ્વીકારીને તે હાજતમંદો સુધી પહોંચાડો. કંઈક પોતાની જરૂરત માટે ય રાખો. નિ:સ્વાર્થ ત્યાગ અને સ્વાર્પણથી અંતરમાં પ્રેમ પ્રગટે છે. ફરી મહબૂબ સિવાય કશાની તલબ થતી નથી.'

પોતાની પાસે કંઈ ન હોય તો કરજ લઈને ય બીજાને મદદ કરતા. એક વાર એક ઈરાકી સેવામાં હાજર થયો ને કંઈક આપવા વિનંતી કરી. આપના એક સેવકે અરજ કરી કે, આજે કશી ભેટ આવી નથી ને ઘરમાં ય આપવાને કશું નથી.' આપ માનવંતે જણાવ્યું, 'વારુ, વાણિયાને ત્યાંથી કરજ લઈને એને આપી દો.' આગંતુક ઈરાકી કહેવા લાગ્યો, 'કાફિર પાસેથી કરજ લેવું તો મકરૂહ છે.'—આપે ઉત્તર દીધો, 'જરૂરત વખતે મુસલમાન કે કાફિર પાસેથી કરજ લેવામાં કંઈ બાધ નથી.'

એક વાર એક સૈયિદ આવ્યા. તેમણે કફનનું કપડું માંગ્યું. એ વખતે કોઈ કપડું પાસે ન હતું. ન તો પૈસા હતા. હઝરતે શિયાળા માટે રાખેલું રૂ નું ગાદલું મંગાવી તેમાંથી રૂ કઢાવી નાખ્યું. કહેવા લાગ્યા, 'શિયાળો તો પૂરો થયો છે. કપડું કફન માટે આપી દો ને રૂ વેચીને પૈસા રહેવા દો. દુરવેશોને આપવા ખપ લાગશે.' એમ કહી નમાઝમાં પરોવાયા. આપના ખાસ સેવકે એ પ્રમાણે કર્યું. તે કહેવા લાગ્યો, ' માનવંત હઝરત કેવા

હેતવાળા છે !' એ પછી તેણે આ આયતે કરીમા પઢી : **વ મા અર્સલ્ના–ક ઇલ્લા રહ્‌મતલ્ લિલ આલમીન !** (હે નબી ! અમે આપને સકળ જગત માટે રહમતરૂપ બનાવીને મોકલ્યા છે.) હઝરત ખ્વાજા સાહેબ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું કેવું સુંદર અનુકરણ કરી રહયા છે !

હઝરત ખ્વાજા સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.) અતિ ઉચ્ચ અખ્લાક અને નીતિમતા ધરાવતા બુઝુર્ગ હતા. આપને કોઈ કશો હદિયો કે ભેટસોગાત આપતું તો આપ કોઈ ને કોઈ રૂપે એનો બદલો જરૂર આપતા. એક વાર એક અકીદતમંદે સોનાચાંદીના સિક્કા પેશ કર્યા. જ્યારે તે જવા લાગ્યો, આપે તેને પોતાની છત્રી ભેટ આપી. ફરમાવતા, 'સહીહ હદીસમાં છે કે, કોઈ માણસ તમારે માટે હદિયો–ભેટ લાવે તો તમે એનો બદલો જરૂર આપો. જો તમે શક્તિમાન ન હોવ તો તેને માટે દુઆ કરતા રહો. હદિયાનો બદલો થઇ ગયાનું તમને યકીન થઇ જાય ત્યાં સુધી.'

કોઈ મળવા આવતું તો તેને કંઇ ને કંઇ ખાવાને આપતા. ફરમાવતા, 'કોઈ માણસ, કોઈ જીવતાને મળવા આવે ને તેને ત્યાં કંઇ ચાખે નહીં તો તેણે જાણે કોઈ મુરદહની મુલાકાત કરી !' આવનાર મહેમાનોની આગતા–સ્વાગતા કરતા, ને તેમને માટે અલગ ઓરડાની સવડ કરી આપતા.

ઘણીવાર એવું બનતું કે ખાનકાહની ચીજવસ્તુઓ ચોરાય જતી, પણ સબર રાખતા. દિલ્હીમાં હતા ત્યારે એક વાર કોઇ આપની ચાદર ચોરી ગયું. શ્રદ્ધાળુઓ કહેવા લાગ્યા, 'હઝરત! એને માટે બદદુઆ કરો. ચોરો વારંવાર વસ્તુઓ ચોરી જાય છે.' ફરમાવ્યું, 'ના, બદદુઆ ન કરું, બલકે ચોર મારી પાસે આવે તો હું તેને માફ કરી દઉં, મારી ઘણી ચીજો ચોરાઈ, માટલું, મુસલ્લો વગેરે, પણ મેં કદી બદદુઆ નથી કરી.'

મુઅતકિદો તા'ઝીમ અને માન ખાતર પગ ચૂમવાનો પ્રયત્ન કરતા, પણ આપ ચૂમવા ન દેતા. કેટલાક મુરીદો તા'ઝીમ બજાવી લાવવા સિજદહ કરવા પ્રયત્ન કરતા, તેમને ય સિજદહ કરવાની મનાઈ કરતા. ફરમાવતા, 'અલ્લાહ તઆલા સિવાય કોઈને સિજદહ કરવાનું દુરુસ્ત નથી. આપણા મઝહબમાં માન કે તા'ઝીમ ખાતર સિજદહ કરવાનું જાયઝ નથી.'

(અદદુર્રુન મન્ઝૂમ પેજ : ૧૭૪)

બુઝુર્ગો તથા અકાબિરીનનાં બહુ માનપાન સાચવતા. એકવાર હઝરત શૈખ શરફુદ્દીન અહમદ મુનીરી (રહ.)એ પગની પાવડી મોકલી. ભાવાર્થ એ હતો કે હું આપના પગની જુતી સમાન છું. આપ માનવંતે બદલામાં પોતાની પાઘડી મોકલાવી. ભાવાર્થ એ હતો કે આપ તો મારા સરતાજ છો!

શૈખ જહાંગીર સમનાની (રહ.) સેવામાં હાજર થયા તો

તેમને અત્યંત હેતથી આવકાર દીધો ને ફરમાવવા લાગ્યા, 'ઘણી મુદ્દત પછી સાચી તલબની સુવાસ જોઇ, હૃદયના ગુલાબ પર લાંબી મુદત પછી જાણે તાઝગી દેતું ઝાકળ વરસ્યું !'

સમાઅ્થી આપ જીવનભર અળગા રહયા. ફરમાવતા કે સમાઅ્ વિશે મતભેદ છે. અલબત્ત, જે કોઇ એની પાત્રતા ધરાવતા હોય તેમને માટે એમાં કંઇ બાધ નથી.

હજારો લોકોને આપનાથી મઅરિફતની મહામૂલી દોલત મળી. અસંખ્ય લોકો દીને હકમાં જોડાયા. એક હિંદુ ઓરત વિશે વૃત્તાંત નિવેદકો લખે છે કે, આપના હાથ મુબારક પર મુસલમાન બનીને તે વલીય્યહ બની. ઇબાદત અર્થે રાતે જાગતી. બહુધા મક્કા શરીફ જઇ ખાન–એ કા'બાના તવાફ કરતી ને એ દ્વારા પરમ રૂહાની આનંદ પામતી. માનવંત હઝરત ઉચ ગામેથી દિલ્હી આવતા તો રસ્તામાં હજારો લોકો ફૈઝ મેળવતા. અનેક બિનમુસ્લિમ લોકો ઈસ્લામમાં પ્રવેશ કરતા.

આપનું પરિણીત જીવન બહુ સુખી હતું. આપનાં માનવંત અહલિયા મહા આબિદા ને ઝાહિદા હતાં. એક પ્રસંગે તેમને યાદ કરતાં ફરમાવ્યું,'દીકરાઓની મા તહજ્જુદ વેળા વહેલાં ઉઠી જતાં ને પોતે તહજ્જુદથી પરવારી આ દુઆગોને જગાડતાં. તે એક આદર્શ અહલિયા હતાં.'

વળી, એક પ્રસંગે તે મોહતરમાનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું, 'એક વાર તે ઈબાદતમાં પરોવાયેલાં હતાં, એવામાં જાણે બેહોશ થઇ સિજદહમાં પડી ગયાં. હોશમાં આવ્યાં તો સિજદહમાંથી ઉઠયાં. મેં કહયું, 'તમે ફરીથી વુઝૂ કરી લો, કારણ કે બેહોશીથી વુઝૂ તૂટી જતું હોય છે.' કહેવા લાગ્યાં, 'હું બેહોશ નથી થઇ. મેં તો દિલની આંખથી હકતઆલાની તજલ્લી જોઇ, તો તા'ઝીમમાં સિજદહ ન બજાવું કે ? ! દુનિયાના બાદશાહોની કંઇ કેટલી રીતે તા'ઝીમ કરાતી હોય છે. હકીકી બાદશાહની તા'ઝીમ માટે સિજદહ બજાવવો જ રહયો !'

ખઝીનતુલ અસ્ફીયામાં આપના દીકરા સૈયિદ નાસીરુદ્દીન વિશે છે. તે માનવંત પણ શરીઅત, તરીકત અને હકીકતની વિદ્યાઓમાં પારંગત હતા. તેમના હાથે અનેક કરામતો ય જાહેર થતી. તેઓ કરામાત અને વિલાયતના ઊંચા સ્થાને બિરાજમાન હતા. આપના મોહતરમ વાલિદ સાહેબ પાસેથી ખિલાફત પામેલા. (ભાગ : ૨, પેજ : ૬૯)

મીરાતુલ અસરારમાં છે, 'આપના દીકરા સૈયિદ જલાલને ઘણી અવલાદ હતી. તેમાંના મોટા ભાગના દીકરા વિલાયતના મરતબે પહોંચેલા. એ પૈકી શાહ જલાલ ઉચ છોડીને કનોજ જઇ રહેલા. પોતાના કશ્ફ–કરામાતથી લોકોમાં ઘણી ખ્યાતિ પામ્યા.

હઝરત ખ્વાજા સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.)ના પૌત્ર

હઝરત શૈખ કબીરુદ્દીન (રહ.) મહા દિલવાળા બુઝુર્ગ હતા. અલ્લાહના અગ્રણી વલીઓમાં આપની ગણના થાય છે.

(ખઝીનતુલ અસ્ફીયા, ભાગ : ૨, પેજ : ૬૫)

હઝરત ખ્વાજા સૈયિદ જલાલુદ્દીન બુખારી (રહ.)ના મલ્ફૂઝાતના ત્રણ સંગ્રહો જાણીતા છે : ૧. ખજાનએ જલાલી, ૨. સિરાજુલ હિદાયહ, (૩) જામિઉલ ઉલૂમ.

આપ એક સ્થળે લખે છે, એક સાલિક માટે ચાર તબક્કા કે મંઝિલો છે : નાસૂત, મલકૂત, જબરૂત અને લાહૂત.

નાસૂતનું સ્થાન નફસ છે. નફસના ભૂંડા ગુણો દૂર થઈ જાય છે તો સાલિક આલમે મલકૂતમાં પ્રવેશે છે. એનું સ્થાન દિલ છે. એમાં ફરિશ્તાઓ જેવા ગુણોનું પ્રાધાન્ય હોય છે. સાલિક એ મંઝિલ પણ વટાવે છે, ને આલમે જબરૂતમાં પહોંચે છે. એ રૂહની જગ્યા છે. હકતઆલાની નઝદીકી હાસિલ કરાવનારી સિફતો એમાં હોય છે. એ પછી લાહૂત છે. લાહૂત મંઝિલે પ્રવેશ કરીને બંદો 'સ્વ' કે 'હું પદ'થી મુક્ત થઈ જાય છે. બસ, તે અલ્લાહમય બની રહે છે.

આ બધી મંઝિલો નફસ, દિલ અને રૂહના ઝરીએ પસાર થતી હોય છે. નફસમાં શયતાનનો પ્રવેશ છે, જ્યારે દિલ ફરિશ્તાઓનું સ્થાન છે, ને રૂહ, રહમાનની કૃપાભરી નજર પામવાની જગા. જે કોઈ નફસને પગલે ચાલે છે, તે દોઝખની આગમાં જલતો–બળતો રહેશે. જે દિલને અનુસરશે, જન્નતની

નેઅમતો પામશે, ને રૂહાની પ્રગતિ કરનાર અલ્લાહની નઝદીકી પામશે. (અદદુર્રુન મન્ઝૂમ પેજ : ૨૮૫-૮૭)

જેને મઅરિફતનું નૂર મળે છે, તે અલ્લાહ તઆલાની હિકમતની સુક્ષ્મતાઓ અને તેની મુહબ્બતની હકીકતોથી વાકેફ થઇ જાય છે. મઅરિફતનું નૂર દરેક પ્રકારના નૂર પર પ્રભાવી રહે છે. એના પર ન તો ગુનાહોના અંધારાં છાઇ શકે છે, ન તો શહવતોભરી મનેચ્છાઓ તેને ખરાબ કરી શકે છે. ફિકરચિંતાઓ અને ગફલતની ધૂળના ગોટા ય એને ઢાંકી શકશે નહીં. (અદદુર્રુન મન્ઝૂમ પેજ : ૨૩૨)

મહા બુઝુર્ગ હઝરત ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.)ના ખલીફાઓની સંખ્યા મોટી છે. તે મહાનુભાવોએ અલ્લાહની મખ્લૂકને અલ્લાહ સુધી પહોંચાડવાનું ભગીરથ કાર્ય કર્યું.

સૈયિદ સદરુદ્દીન રાજુ કત્તાલ (રહ.) આપના સગા ભાઇ હતા. આપની પાસેથી તા'લીમ-તરબિયત પામીને કરામાતવાળા બુઝુર્ગ થયા. એમની વફાત ૮૨૭ હિજરીમાં થઇ, મઝાર દિલ્હી મુકામે છે. એમના વિશે ખઝીનતુલ અસફિયામાં છે, સૈયિદ સદરુદ્દીન, મખ્દૂમ જહાંનિયાના ખલીફા હતા. આપ તેમને અખી-ભાઇ કહીને યાદ કરતા, ખિલાફતપદ પામીને કનોજ વિસ્તારમાં ગયા. ત્યાં લોકો મોટી સંખ્યામાં આપનાથી બયઅત થયા અને ફૈઝ પામ્યા. ગંગા નદીને કિનારે રાજગીરમાં આપ સ્થાયી થયેલા. (ભાગ : ૨, પેજ : ૬૩-૬૪)

સૈયિદ ઈલ્મુદ્દીન કે જે સાદાત હતા; ખિલાફતપદ પામીને જોનપુર ભણી આવ્યા. આપ કામિલ વલી હતા.

(ખઝીનતુલ અસફિયા, ભાગ : ૨ પેજ : ૬૪)

હઝરત શૈખ સિરાજુદ્દીન, કુર્આને અઝીઝના હાફિઝ હતા. હઝરત ખ્વાજા બુઝુર્ગ એમની પાછળ વર્ષો સુધી નમાઝ પઢયા હતા. ફરી ખિલાફતપદ પણ પામેલા. ૮૩૦માં આપની વફાત થઈ. કાલપી મુકામે આપનો મઝાર છે. (પેજ : ૬૮)

આ ઉપરાંત, સૈયિદ અશ્રફુદ્દીન મશ્હદી, શૈખ બાબુ તાજુદ્દીન, સૈયિદ મહમૂદ શિરાઝી, સૈયિદ સિકંદર બિન મહમૂદ વગેરે, હઝરત ખ્વાજા બુઝુર્ગના અગ્રગણ્ય ખલીફા હતા. (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન)

લતાઈફે અશરફી અનુસાર હઝરત ખ્વાજા જલાલુદ્દીન બુખારી (રહ.) હિજરી સન ૭૮૫માં આ ફાની જગત છોડી ગયા. વફાત વેળા ૭૮ વર્ષ, ૧ માસ અને ૨૬ દિવસની ઉંમર હતી. એ ઈદે અઝહાનો દિવસ હતો. ઈદની નમાઝ પઢયા પછી તબીઅત વધુ બગડી અને સૂર્યાસ્ત વેળા રૂહાનિય્યતના આ ઝળહળતા સૂરજે ફાની દુનિયા છોડી.

આપનો મઝાર ઉચ શરીફમાં છે. ઉચ શરીફ મુલતાનથી સિત્તેર માઈલ દૂર આવેલું છે.

રહમતુલ્લાહિ અલયહ !

# હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ "ચિરાગે દેહલી"

## (રહમતુલ્લાહિ અલયહ)

હિંદના અગ્રગણ્ય અને નોંધપાત્ર અવલિયાએ કિરામમાં આપની ગણના થાય છે. બરકતવંત નામ મહમૂદ અને નસીરુદ્દીન, જ્યારે 'ચિરાગે દેહલી' ઉપનામ છે.

આપના માનવંત દાદાજી શૈખ અબ્દુલ લતીફ ઈરાનના ખુરાસાન શહેરથી દિલ્હી આવેલા. આપના વાલિદ સાહેબ અહીં જન્મેલા. પછીથી તેઓ અવધ જતા રહયા. અવધમાં પશમીનાનો વેપાર કરતા.

હઝરત ખ્વાજા નસીરુદ્દીન (રહ.)નો જન્મ અવધમાં થયો તેથી કેટલાક ઈતિહાસકારો આપના નામ સાથે અવધી લખે છે. જ્યારે અમુક તવારીખનવેસો લખે છે કે, આપ અયોધ્યા મુકામે જન્મેલા. ખઝીનતુલ અસફિયા અનુસાર આપ હસની સાદાત હોઈ આપની વંશાવળી હઝરત ઈમામ હસન રદિયલ્લાહુ તઆલા અન્હૂને મળે છે.

આપ નવ વર્ષના હતા ત્યારે માનવંત પિતાજીનો હેતભર્યો સાયો જતો રહયો. આપની તા'લીમ–તરબિયત આપનાં અમ્માજાને બહુ કાળજીથી કરી. અમ્માજાન ઘણા મુત્તકી અને

પરહેઝગાર હતાં. અમ્માજાનના સદાચાર અને નેક વિચાર–વર્તનની આપના પર ઘેરી અસર થયેલી. બચપણથી જ જમાઅત સાથે નમાઝના બહુ જ પાબંદ થઇ ગયેલા. કપરા સંજોગોમાં પણ નમાઝ છોડતા નહીં. આપના મલ્ફૂઝાત ખયરુલ મજાલિસમાં છે કે ફિકહની જાણીતી કિતાબ બઝૂવી આપ કાઝી મુહ્યુદ્દીન કાશાની પાસે પઢેલા.

હઝરત ખ્વાજા સાહેબ એકવાર કાઝી મુહયુદ્દીન કાશાનીનો ઉલ્લેખ કરતાં ફરમાવવા લાગ્યા, 'બઝૂવી, હું એ માનવંત પાસે પઢેલો. તેઓ ભારે તહકીકકાર હતા.' હઝરત ખ્વાજા સાહેબ આ વાતો ફરમાવી રહયા હતા ત્યારે મજલિસમાં હઝરત સુલ્તાનુલ મશાયખ ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)નો એક મુરીદ ત્યાં હાજર હતો. તે કહેવા લાગ્યો ; 'એકવાર એવું બન્યું કે કાઝી મુહ્યુદ્દીન કાશાની (રહ.) બીમાર થયા, એમની હાલત ઘણી ચિંતાજનક હતી. દોસ્ત–અહબાબને તો એવું લાગતું હતું કે આપ કદાચ જ બચે.'

હઝરત સુલ્તાનુલ મશાયખ એમની ખબર પૂછવા આવ્યા. હઝરતને આવેલા જોઇ તેઓ બેઠા થઇ ગયા. પોતાની જાતને સંભાળતા તેમણે મહા શૈખનું બહુમાન કર્યું. અલ્લાહ તઆલાનું કરવું કે એ જ વખતે બીમારીમાં ફાયદો જણાયો !

હઝરત શૈખ પાછા ફર્યા તો કાઝી મુહયુદ્દીન કાશાની કહેવા લાગ્યા ; 'મહા શૈખ આવ્યા હતા તો જાણે મારી ખબર પૂછવા,

પણ જૂઓ, મારી બીમારી કેવી છાની રીતે સલબ કરી ગયા !'

હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.) પચ્ચીસ વર્ષના હતા કે નફસના મુહાસિબામાં પરોવાયા. એક દુરવેશ સાથે જંગલવગડે ઘૂમતા રહયા. એ દિવસોમાં પણ જમાઅત સાથે નમાઝ પઢવાનું ચૂકતા નહીં. રોઝા પણ ન છોડતા. સંભાલૂના પાંદડાં ખાઈ રોઝહ ઈફતાર કરતા.

(સિયરુલ આરિફીન, ભાગ ૨, પેજ : ૪૦)

આપ ૪૩ વર્ષની ઉંમરે, મહા બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની સેવામાં હાજર થયા અને બયઅત કરી. બયઅત કર્યા પછી થોડા દિવસે એવું બન્યું કે આપ, પીરો મુર્શિદના ઘર પાસે એક ઝાડ નીચે ઊભા હતા, અવાક બનીને. એ વખતે હઝરત ખ્વાજા બુઝુર્ગ ઘરની મેડીએથી નીચે ઉતરી રહયા હતા. હઝરત ખ્વાજા બુઝુર્ગની નજર આપના પર પડી તો પોતાના ખાસ સેવક દ્વારા આપને એકાંતમાં બોલાવી દિલની હાલત પૂછી. આપે અરજ કરી, 'દુરવેશીના જોડા સીધા કરવા આવ્યો છું.' આ જવાબથી હઝરત ખ્વાજા બુઝુર્ગ રાજી થયા. આપનામાં સાચી તલબ જોઈ ખાસ તવજ્જુહ ફરમાવી. એ વખતે પોતાનો જીવનપ્રસંગ વર્ણવતાં હઝરત ખ્વાજા બુઝુર્ગે ફરમાવ્યું કે, હું મારા પીરોમુર્શિદ હઝરત બાબા ફરીદ (રહ.)ની સેવામાં જ્યારે અજોધન મુકામે રહેતો હતો ત્યારે મારા એક સહપાઠીએ મારાં ફાટયાતૂટયાં કપડાં

જોઇ મને કહયું, 'નિઝામુદ્દીન ! તેં આ કેવી દશા કરી મૂકી છે ! શહેરનાં છોકરાંને પઢાવવાનું કામ કરત તો ય સુખી થાત !' મેં તેને કશો ઉત્તર ન દીધો, ને પીરોમુર્શિદની સેવામાં હાજર થયો. આપે મને જોતાંવેંત ફરમાવ્યું, 'નિઝામુદ્દીન ! તમારો કોઇ મિત્ર તમારી આ હાલત જોઇને તમને પૂછે કે અલ્યા, આ કેવી દશા કરી મૂકી છે ? તો તમે એને શો જવાબ દેશો ?' મેં અરજ કરી, 'આપ માનવંત જે ફરમાવો, એ કહીશ.' માનવંત હઝરત ફરમાવવા લાગ્યા, તેને આ પંક્તિ કહેજો—

**'ન હમરહી મરા, રાહે ખ્વેશ ગીર વ બિરવ,**
**તુરા સઆદતે બાદા, મરા નિગૂંસારી !'**

એ પછી હઝરત પીરો મુર્શિદ બાબા સાહેબે કપડાં અને ખાવા વગેરેથી ભરેલો એક થાળ મંગાવ્યો ને મને ફરમાવ્યું, 'આ થાળ માથે મૂકીને તમારો દોસ્ત રહેતો હોય ત્યાં જાવ ને તેને આપી આવો.' મેં મારા પીરોમુર્શિદના આદેશને માથે ચડાવ્યો. મારો દોસ્ત કહેવા લાગ્યો, 'તમોને આવો સહવાસ ને આવી હાલત મુબારક થાઓ !'

પોતાના પીરોમુર્શિદની જીભે આ ઘટના સાંભળીને હઝરત ખ્વાજા નસીરુદ્દીન (રહ.)ના દિલમાં અલ્લાહના ઇશ્કની આગ ભડકી ઉઠી. મુર્શિદની મુહબ્બત હૃદયે વસી. બયઅત પછી બહુ લગન સાથે હઝરત પીરોમુર્શિદની સેવા કરતા રહયા.

ખાનકાહના અન્ય દુરવેશો પણ આપની સાથે ઘણી મુહબ્બત રાખતા.

એક વાર હઝરત ખ્વાજા મહબૂબે ઈલાહી (રહ.)ની ખાનકાહમાં હઝરત શૈખ બહાઉદ્દીન ઝકરિય્યા મુલતાની (રહ.)ના એક મુરીદ કે જેમનું નામ મુહમ્મદ ગાઝરૂની હતું– આવ્યા. તેઓ રાતે તહજ્જુદ માટે ઉઠયા ત્યારે જમાઅત–ખાનામાં કપડાંની પોટલી મૂકીને વુઝૂ કરવા ગયા. વુઝૂ કરીને પાછા ફર્યા તો કપડાં ન મળે ! કપડાં તલાશ કરતાં તેમણે ઘણો શોરબકોર કરી મૂકયો. હઝરત ખ્વાજા નસીરુદ્દીન (રહ.) એ વખતે ખાનકાહના એક ખૂણામાં ઈબાદતમાં પરોવાયેલા હતા. આપને થયું કે આ કોલાહલથી માનવંત પીરોમુર્શિદની ઈબાદતમાં ખલલ પડશે. આથી આપે પોતાના કપડાં ભેગાં કરીને શૈખ મુહમ્મદ ગાઝરૂનીને આપી દીધાં. સવારમાં આ ઘટનાની જાણ હઝરત ખ્વાજા મહબૂબે ઈલાહી (રહ.)ને થઈ તો આપે હઝરત શૈખ નસીરુદ્દીન (રહ.)ને પોતાની પાસે બોલાવી મંગાવ્યા ને પોતાનો ખાસ પોશાક અર્પણ કર્યો. વળી, આપને માટે ભલી દુઆઓ કરી.

બયઅત પછી મુર્શિદની સૂચના અનુસાર હઝરત શૈખ નસીરુદ્દીન (રહ.) રિયાઝત અને મુજાહિદહમાં પરોવાયેલા રહેતા. દસ–દસ દિવસ થતા તો ય કંઈ જમતા નહીં. ભૂખ બહુ વધી જતી ને ખાવાપીવાની તીવ્ર ઈચ્છા થતી તો લીંબુનું

પાણી પી લેતા. (સિયરુલ અવલિયા પેજ : ૨૩૬)

હઝરત પીરોમુર્શિદ પાસે થોડો વખત રહીને આપ પોતાના માનવંત અમ્મા સાહિબા પાસે જતા રહયા, પણ લોકોની ભીડભાડને લઇ શાંતિસુકૂન મળતાં નહીં, આથી હઝરત અમીર ખુસરૂ (રહ.) મારફતે હઝરત પીરોમુર્શિદની સેવામાં વિગત જણાવી અરજ કરી કે, ઈજાઝત હોય તો જંગલમાં જઇ ઈબાદત કરું. માનવંત મુર્શિદે જણાવ્યું કે, ના, લોકોની સાથે રહો ને લોકો તરફથી થતી તકલીફો–અગવડો સહન કરતા રહો. આ ત્યાગનો તમને ઈન્શા અલ્લાહ, બદલો મળશે.

હઝરત શૈખ નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.) પોતાના માનવંત અમ્મા સાહિબાની વફાત પછી વતન છોડીને દિલ્હી જતા રહયા ને હઝરત પીરોમુર્શિદના ખાસ હુજરામાં મુકામ કર્યો. આ હુજરો યાને ઓરડો જમાઅતખાનાની લગોલગ હતો. પીરોમુર્શિદના સહવાસે આપ માનવંતમાં ફક્ર, સબ્ર, તસ્લીમ–રઝા જેવી દુરવેશી સિફતો પરિપૂર્ણ થઇ. આથી મહા શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના સઘળા ખલીફા પોતાના મહા મુર્શિદ તથા હઝરત શૈખ નસીરુદ્દીન (રહ.) માટે ગર્વ કર્યા કરતા. (સિયરુલ આરિફીન, ભાગ : ૨, પેજ : ૪૨)

પોતાના લાયક મુરીદ હઝરત શૈખ નસીરુદ્દીન મહમૂદ (રહ.)ની આંતરિક તથા બાહ્ય ખૂબીઓ અને રૂહાની ઉન્નતિ જોઇઅનુભવી પીરોમુર્શિદ હઝરત ખ્વાજા મહબૂબે ઈલાહી

(રહ.)એ તે માનવંતને દિલ્હીમાં પોતાના જાનશીન તરીકે નીમ્યા અને વફાત વખતે પોતાની પાસેનાં માનવંત ખ્વાજગાનના તબર્રુકાત જેમ કે ખિરકહ, લાકડી, પાવડીઓ, કિશ્કોલ વગેરે તે માનવંતને અર્પણ કરીને દિલ્હીના લોકોની જફાઓને ધીરજપૂર્વક સહન કરવા ખાસ સૂચના આપી. પીરોમુર્શિદ હઝરત મહબૂબે ઈલાહી (રહ.)ની વફાત પછી જમાઅતખાનાનો ભાગ તે માનવંતના ભાણેજોને હિસ્સે આવ્યો તો હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)એ પોતાનું રહેઠાણ બદલ્યું ને હાલ જ્યાં આપનો મઝાર છે તે જગા રહેવા માટે પસંદ કરી.

પોતાના પીરોમુર્શિદના ઉત્તરાધિકારી બન્યા પછી શરૂઆતમાં તો આપનું જીવન ઘણી જ તંગીમાં વીત્યું. તે દિવસોને યાદ કરતાં હઝરત ખ્વાજા નસીરુદ્દીન (રહ.) કહેતા, 'મેં રોઝહ રાખ્યો હતો, બે દિવસ વીતી ગયા છતાં ખાવાને કંઈ ન હતું. એવામાં મારો ઓળખીતો નથ્થુ નામે એક ભાઈ બે રોટી અને શાક લાવ્યો. સખત ભૂખને લઈ એ શાકરોટી ખાવામાં એવો તો આનંદ મળ્યો કે ન પૂછો વાત ! રાતે બહુધા મારા ઘરમાં દીવો ન સળગતો. ચૂલાનું ય એવું જ હતું. દિવસો વીતી જતા, પણ રાંધવાને કાંઈ ન હોતું. સગાંસ્નેહીઓ ખાવા-પીવાની વ્યવસ્થા કરવા ઈચ્છતા, પણ હું તેમને ના પાડતો. તેઓ મારો સ્વભાવ જાણતા હતા કે આવી તકલીફો વેઠવામાં અને નિર્ધનતાભર્યું જીવન ગુજારવામાં મને કેવો આનંદ મળે

છે ! કોઈ દુનિયાદાર મળવા આવતો તો હું મારા મુર્શિદનો પોશાક પહેરી લેતો ને એ રીતે મારી ફકીરી કે નિર્ધનતા ઢાંકતો.' (ખયરુલ મજાલિસ, મજલિસ : ૬૭)

થોડા વખત પછી તંગીભર્યા દિવસો જતા રહયા. અલ્લાહ તઆલાએ ખુશહાલી દીધી. હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.) તંગીભર્યા એ દિવસો યાદ કર્યા કરતા. દિવસો સુધી ભૂખ્યા રહયા પછી જે શાકરોટી મળતાં તેના આનંદ–મઝા યાદ કરી કરીને માથું ધૂણાવતા કહેતા, 'સુબ્હાનલ્લાહ ! આ ફક્ર પણ કેવી નેઅમત છે ! એનો આરંભ અને અંત સુદ્ધાં કેવો સુખદ ! કેવા સુંદર દિવસો ને ઝવકભર્યો વખત હતો !' આમ કહી રડી પડતા !

ફરાગત કે ખુશહાલીના દિવસોમાં મહેમાનો અને મુરીદો–સેવકો માટે સારું સારું ખાવા પીરસાવતા. પોતે તો હરહંમેશ રોઝહદાર રહેતા. કવચિત્ મહેમાનો ખાતર નફિલ રોઝહ ન રાખતા. એકવાર મહેમાનો સામે વિવિધ પ્રકારના હલવા મૂકવામાં આવ્યા. એક હાજીએ અરબના ખાણાની વાનગી પણ પેશ કરી. મહેમાનોને સારી પેઠે જમાડયા. મહેમાનોને જમાડતી વખતે બોધનસીહત કરતા. એકવાર મહેમાનો માટે પુલાવ હતો. સૌને બહુ હેતથી ખવડાવી રહયા હતા. પોતાના હાથે પુલાવ પીરસ્યે જતા ને જમવા આગ્રહ કરતા. સૌ જમી રહયા તો ફરમાવવા લાગ્યા, 'જમતી વેળા એ ખ્યાલ રહે કે અલ્લાહ

તઆલા જુએ છે. અલ્લાહના બંદા અલ્લાહ વાસ્તે ખાય, ને એવી નિય્યત રાખે કે, ખાવાથી જે શક્તિ મળશે·તે અલ્લાહ પાકની તાબેદારી અને ઈબાદતમાં ખરચીશું. આવું ખાણું ઈબાદતમાં લેખાશે.'

ફરમાવતા, 'એક દિવસે સહાબએ કિરામ રિદવાનુલ્લાહુ અલયહિમ અજમઈને, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અમે ખાણું ખાઈએ છીએ, પણ અમારું પેટ ભરાતું નથી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, 'કદાચ તમે એકલા જમો છો.' સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી, 'જી, અમે તો અલગ અલગ બેસીને જમીએ છીએ.' હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો, 'હવે પછી ભેગાં બેસીને ખાજો, ને બિસ્મિલ્લાહ કહી ખાવાનું શરૂ કરજો !'

મઝહબી અને રૂહાની ફયઝ હાસિલ કરવા માટે હિંદ તથા હિંદ બહારથી દરેક વર્ગના લોકો હઝરત ખ્વાજા સાહેબની ખિદમતમાં આવતા ને દિલ્હીના એ બરકતવંત રૂહાની ચિરાગથી હિદાયતનું નૂર પ્રાપ્ત કરતા.

એક ઈલ્મવાન બયઅત માટે આવ્યા. તેઓ હિદાયહ, કુશ્શાફ વગેરે કિતાબો પઢી ચૂકયા હતા. બયઅત વખતે હઝરત ખ્વાજા નસીરુદ્દીન (રહ.)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે કોઈ

તરીકતમાં દાખલ થાય તેણે પોતાની બાંય નાની કરવી જોઈએ, ને દામન ઊંચો. બાંય નાની કરવાનો ભાવાર્થ એ છે કે, એણે મખ્લૂક સામે હાથ ધરવાનું મૂકી દીધું છે, ને દામન ઊંચો કરવાનો મતલબ એ છે કે, એણે પોતાના પગોને ગુનાહિત કામોથી રોકી લીધા છે.

એક બુઝુર્ગ બયઅત માટે આવ્યા. સૈયિદ વંશના હતા, ને હીરા બજારના અધિકારી. માનવંત ખ્વાજા સાહેબે ચોખૂણિયા ટોપી મંગાવી, ને બરકતવંત હાથ બયઅત માટે આગળ કરીને વચન લીધું. બે રકા'ત નમાઝ પઢાવી. નમાઝ પછી ફરમાવ્યું, 'દરેક બાબતમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુકરણ અને તાબેદારી કરવાની છે. તમારે તો ખાસ આ વાતની કાળજી રાખવી. કારણ તમે આલે રસૂલ છો.' હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી મુખ્ય બે બાબતોમાં છે. એક તો અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જે કામો કરવાનો હુકમ દીધો તે કામો બજાવી લાવો અને જે કામોની અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મનાઈ ફરમાવી તે કામોથી અળગા—વેગળા રહો. તમે ખરીદ—વેચાણમાં કદી જૂઠ કે બેઈમાની આચરશો નહીં. દાખલા તરીકે કોઈ વસ્તુ પાંચ રૂપિયામાં લીધી હોય તો ઘરાકને એમ ન કહેવું કે છ રૂપિયાની તો મારી ખરીદી છે, તમને સાતમાં આપીશ. જૂઠ બોલવાથી કમાણીમાં બરકત થતી નથી, બલકે નુકસાન થાય છે. સાચું

બોલવાથી એવી બરકત થશે, માલદોલત એવાં વધશે કે તમને ખબર પણ નહીં પડે !

એક વાર હઝરત ખ્વાજા સાહેબની ખિદમતમાં લશ્કરનો એક સૈનિક આવ્યો. આપ માનવંતે તેને ફરમાવ્યું, 'દુનિયાની તલબમાં જો નિય્યત સારી હશે તો તે આખિરતની તલબ લેખાશે.' (ખયરુલ મજાલિસ, પંચાસીમી મજલિસ)

હઝરત ખ્વાજા સાહેબની સેવામાં ફૈઝ–બરકત પામવા લોકોનો એટલો ધસારો રહેતો કે વધુ રિયાઝત અને મુજાહિદહ માટે પૂરતો વખત ન મળતો. ખયરુલ મજાલિસના સંપાદક મવલાના હમીદ શાઈર કહે છે કે, એક દિવસે હઝરત પીરોમુર્શિદ મને સંબોધીને ફરમાવવા લાગ્યા, 'હવે મને વિશેષ ઈબાદત કરવાની ફુરસદ મળતી નથી. આખો દિવસ અલ્લાહ તઆલાની મખ્લૂક સાથે રહું છું. ઘણી વાર તો બપોરે આરામનો ય સમય મળતો નથી. કયલૂલહ (બપોરે થોડીવાર આરામ કરવા)ની ઈચ્છા હોય છે, પણ લોકો આવે છે ને જગાડે છે કે ફલાણો માણસ મુલાકાતે આવ્યો છે. તમને સમય મળે છે તો ઈબાદતમાં પરોવાયેલા રહો !' મેં અરજ કરી, 'મારા માનવંત ! આપ જાહેરમાં લોકો સાથે રહો છો, પણ આપનું બાતિન શરીફ તો હમેશા યાદે હકમાં પરોવાયેલું રહે છે.' માનવંત હઝરત બોલ્યા, 'રાતે અલબત્ત, કંઈક ઝિક્ર–વઝીફા થઈ જાય છે, પણ દિવસે કંઈ થતું નથી. આમ છતાં અલ્લાહ તઆલાની

ઇનાયતથી હું નાઉમ્મીદ નથી.' આમ કહીને અત્યંત ભગ્ન હૃદયે રડવા લાગ્યા.

એક વાર એક આલિમ સેવામાં આવ્યા. હઝરત ખ્વાજા સાહેબે પૂછયું, 'ક્યાંથી આવો છો ?' તેમણે અરજ કરી, 'સુહાના ગામેથી. અમારે ત્યાંના ઘણા લોકો આપના મુરીદ છે. ત્યાંની અવરતો પણ અહીં મુરીદ થયેલી છે. તે ઓરતો, મરદો કરતાં વધુ નેક છે.' હઝરતે પૂછયું, 'શું કામ કરો છો ?' તેમણે અરજ કરી, 'જી, હું છોકરાઓને પઢાવું છું.' આપે ફરમાવ્યું, 'આ ઊંચું કામ છે. સાથે કિતાબોનું વાંચન પણ કરતા રહો. બીજાને કુર્આન પાક શીખવવું ઘણી સારી વાત છે. અલબત્ત, કુર્આને પાક પઢાવનારે પણ હમેશા વુઝૂ સાથે રહેવું જોઇએ.' (ખયરુલ મજાલિસ, બત્રીસમી મજલિસ)

યમનથી એક દુરવેશ આવ્યા. હઝરત ખ્વાજા સાહેબે તેમને પોતાનું પહેરણ આપ્યું ને પોતાની પાસે બેસાડયા. દુરવેશ કહેવા લાગ્યા, 'આજે મેં આવો જ ખ્વાબ જોયેલો કે મને કોઇ પહેરણ પહેરાવી રહયું છે ને કહે છે કે, આ પોશાક શૈખ મહમૂદનો છે.' માનવંત હઝરતે મુરીદોને ફરમાવ્યું કે, મહેમાનોનાં માનપાન સાચવો. એનાથી દિલોમાં એક્તા, એકરાગિતા તેમ મુહબ્બત આવે છે—વધે છે.

એક વાર એક ખાતૂન આવી. તેણે એક માણસ મારફતે અરજ ગુજારી કે મારે હઝરત ખ્વાજા સાહેબનાં મુરીદ થવું છે.

હઝરતે ચિરાગે દેહલી (રહ.)એ પાણી ભરેલો એક કૂજો મંગાવ્યો ને તેને પોતાની સામે મૂકી કંઈક પઢયા. ફરી પોતાની શહાદતની આંગળી કૂજામાં બોળી, તે માણસને કહયું કે આ કૂજો તે ખાતૂન પાસે લઈ જાવ ને કહો કે પોતાની શહાદતની આંગળી એમાં બોળી કહો કે હું ફલાણાની મુરીદ થઈ. વળી, તેમને કહેજો કે નિયમિત નમાઝ પઢતી રહેજો. અય્યામે બયઝના રોઝા રાખજો. ગુલામચાકર કે લોંડીને સતાવશો નહીં કે મારપીટ ન કરતાં. પોતાનાં કે પારકાં સાથે ભલપણ અને સદ્ગુણથી વર્તજો.

એક વાર એક ખેડૂત આવ્યો. માનવંત હઝરત ખ્વાજા સાહેબે પૂછયું, 'શું કામ કરો છો ?' તેણે અરજ કરી, 'ખેતી કરું છું.' આપ બોલ્યા, 'ખેતીવાડી કરીને મેળવેલી રોજી સારી રોજી છે. અનેક ખેડૂતો અલ્લાહવાળા થઈ ગયા. તેઓ સાહિબે હાલ હતા.' એ પછી એક ખેડૂતની વાત કહી, જેનો સાર એ હતો કે ખેતરમાં બીજ નાખતી વખતે દિલ સાકિર–શુક્ર કરનારું ને જીભ ઝાકિર–ઝિક્ર કરનાર હોય. કોઈ પણ કામ નેક નિય્યતે કરવું. કોઈ એવી નિય્યતે નમાઝ પઢે કે લોકો એને નમાઝી કહે તો તેની નમાઝ દુરુસ્ત નથી. કેટલાક મહાનુભાવો કહે છે કે, આવા માણસે અલ્લાહપાકની ઈબાદતમાં બીજાને શરીક કર્યો આથી તેણે એક પ્રકારે કુફ્ર કર્યું. આવી વાતોથી બચવું રહયું.

(ખયરુલ મજાલિસ, છેંતાલીસમી મજાલિસ)

શાહપુરથી એક બુઝુર્ગ આવ્યા. તેમને ખબરઅંતર પૂછયા. તે કહેવા લાગ્યા કે, 'હું સંતોષ અને તવક્કુલથી જીવન ગુઝારું છું.' હઝરત ખ્વાજા નસીરુદ્દીન રહમતુલ્લાહિ અલયહે ફરમાવ્યું, 'ભલે, ફાકા થાય તો ય દુરવેશ કોઇની પાસે કંઇ માંગતા નથી. પોતાની એવી હાલતની બીજાને ખબર પણ પડવા દેતા નથી.' ફરી એક ઘટના વર્ણવી કે એક વાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, 'જે કોઇ એક વાતની ઝિમ્મેદારી લે તેને માટે હું જન્નતની ઝિમ્મેદારી લઉં.' મજલિસમાંથી હઝરત સવબાન (રદિ.)એ અરજ કરી, યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હું એ ઝિમ્મેદારી સ્વીકારીશ.' હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, 'કોઇની પાસે કંઇ માંગશો નહીં.' હઝરત સવબાન (રદિ.)એ પણ વચન લીધું કે કોઇની પાસે કંઇ માંગીશ નહીં.'

એક વાર તેઓ ઘોડા પર બેસીને કયાંક જઇ રહયા હતા. હાથમાંથી ચાબુક પડી ગઇ તો આપે કોઇને કહયું નહીં કે ભોંયેથી ઉપાડીને એ ચાબુક આપો. પોતે જ ઘોડા પરથી ઉતરી પડયા ને ચાબુક લીધી. તે માનવંતે આવી નાની નાની વાતોમાં પણ વચન પાળ્યું. અલ્લાહ વિણ કોઇની પાસે કંઇ માંગ્યું નહીં !

એક વાર એક દુરવેશે શિકાયત કરી કે કેટલાક લોકો મારા પર જુલમ કરી રહયા છે. હઝરત ખ્વાજા બુઝુર્ગે ફરમાવ્યું,

'સબરધીરજ રાખો. લોકોની અવળચંડાઈઓ માફ કરી દો. દુરવેશોની આ જ પ્રણાલિ છે.'

એક વાર અરબસ્તાનથી એક જુવાન આવ્યો. તેણે હઝરત ખ્વાજા નસીરુદ્દીન (રહ.)ની સેવામાં કાંસકી પેશ કરી. હઝરત ખ્વાજા બુઝુર્ગે તેનો સ્વીકાર કર્યો, ને પોતાની નાનકડી પેટીમાં તેને મૂકીને જૂની કાંસકી બહાર કાઢી. ફરી પૂછવા લાગ્યા, 'કાંસકી કઈ બાજૂએથી મૂકવી ?' ફરી પોતે જ એનો ઉત્તર આપ્યો કે, 'દાંતા ભણીથી મૂકવી જોઈએ. કારણ કે દાંતા વાળને જુદા પાડે છે, ને જે વસ્તુ જુદાઈ પાડતી હોય એને પોતાનાથી દૂર રાખવી જ સારી !'

અરબસ્તાનથી એક આલિમ સેવામાં આવ્યા. હઝરત પીરોમુર્શિદે પૂછયું, 'શું કામ કરતા હશો ?' તેમણે અરજ કરી, 'વણકરનું કામ કરું છું.' માનવંત હઝરતે ફરમાવ્યું, 'શૈખ અહમદ નહરવાની રહમતુલ્લાહિ અલયહ પણ વણકરનું કામ કરતા હતા. સાળ પર કામ કરતા. કવચિત્ એવું બનતું કે, આપના પર હાલ છાઈ જતો અને આપ જાણે ખોવાઈ જતા. જાગૃતિ આવતી તો કપડું વણાઈને તૈયાર થયેલું જોતા !' એ પછી કેટલીક ઘટનાઓ વર્ણવીને ફરમાવ્યું કે, હુન્નરઉદ્યોગ કરીને મેળવેલો કોળિયો પાકીઝહ છે. અલ્લાહના બંદા અબ્દાલ, જે પહાડોમાં રહે છે, તેઓ પહાડોમાંથી લાકડા, ઘાસ, જંગલી જડીબૂટીઓ, સૂકામેવા–ફળો વગેરે લઈને

શહેરોમાં આવી વેચે છે. ફરી તે પૈસા વડે ખાવાની કે જરૂરતની અન્ય ચીજો ખરીદી પાછા ફરે છે.'

હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.) પોતાની મજલિસોમાં બહુધા કલામેપાક અને અહાદીસે નબવીના આધારે જ વાતચીત કરતા. એક પ્રસંગે ફરમાવ્યું; 'લોકોએ કુર્આન–હદીસને છોડી મૂકેલ છે. એમના પર અમલ નથી કરતા, તેથી મુશ્કેલીઓ અને પરેશાનીઓથી ઘેરાય ગયા છે. વળી, વારંવાર ફરમાવતા કે અલ્લાહના નબી હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જે ફરમાવ્યું છે તેના પર અમલ કરવો જ રહયો અને જે કામો બતાવ્યાં–બજાવ્યાં તે પ્રમાણે ચાલવું જ રહયું. એક મુસ્લિમના ઈમાનનો પાયો બે બાબતો પર છે, અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જે જે કામો કરવાનો હુકમ આપ્યો છે તે બજાવી લાવવાં અને જે કામોની મનાઈ ફરમાવી છે તે કામો છોડી દેવાં.'

નમાઝ નહીં પઢનારા લોકો વિશે પોતાના મુરીદોને આપે સૂચના આપી હતી કે, 'આવા લોકો મજલિસમાં આવીને બેસે તો તેમનાં માનઅકરામ ન કરવાં કે તેમને પોતાની ક્ષતિ સમજાય.' માત્ર નમાઝની નહીં, જમાઅત સાથે નમાઝ પઢવાની પણ આપ સખત તાકીદ કરતા. પોતે પણ આખી ઉંમર જમાઅત સાથે નમાઝના પાબંદ રહયા.

એક વાર એક બુઝુર્ગની ઘટના વર્ણવી કે તે માનવંત બહુ

ઉમદા વઅઝ કરતા. લોકો પ્રભાવિત થઈને ગુનાહોથી તવબા કરતા. ઘણા તો કપડાં ફાડી બેહોશ થઈ જતા. તેઓ હજ કરવા ગયા. પાછા ફર્યા પછી વઅઝમાં એ અસર ન રહી તો લોકો કહેવા લાગ્યા, 'અમને તો હતું કે આપની વઅઝો હવે વિશેષ અસરવાળી હશે.' તે બુઝુર્ગ બોલ્યા, 'હજ સફરમાં મારાથી જમાઅત સાથે નમાઝ પઢવાની કાળજી ન રખાઇ. આથી મને થતું હતું કે, એ નેઅમત મારી પાસેથી છીનવાય જશે.' આ ઘટના વર્ણવીને હઝરત ખ્વાજા સાહેબ રડવા લાગ્યા. આંસૂ બંધ થયાં તો ફરમાવવા લાગ્યા, 'જે લોકો જમાઅતની છેક દરકાર નથી કરતા તેમની શી દશા થશે ? ! તેઓ કેવી કેવી નેઅમતોથી વંચિત રહેતા હશે ? !' આપ ફરમાવતા કે નમાઝ તો બહુ દિલપૂર્વક પઢવી જોઈએ.

હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.) દિલ્હીમાં રહેતા. દિલ્હી હિંદની રાજધાની હતું. અનેક સરકારી નોકરો આપ માનવંત પ્રત્યે ઘણી અકીદત રાખતા. તેઓમાં આપના મુરીદ પણ હતા. સરકારી કર્મચારીઓને હરહમેશ નેકીનો બોધ દેતા. સત્યનિષ્ઠા, કર્તવ્યપાલન, તકવા–પરહેઝગારી જેવા સદ્‌ગુણોની પ્રેરણા દેતા.

એક વાર એક સૈયિદ ભાઇ મુરીદ થવા આવ્યા. તેઓ શાહી કારકુન હતા. માનવંત હઝરતે તેમને મુરીદ કર્યા. ફરી બોધ દીધો કે જમાઅત સાથે નમાઝ પઢતા રહેજો. જુમ્આની નમાઝ

પણ છૂટે નહીં. વળી અય્યામે બયઝ (દર ઈસ્લામી મહિનાની ૧૩, ૧૪ અને ૧૫ તારીખ)ના રોઝા રાખતા રહો. જે કોઈ આ રોઝા રાખે છે તેની રોજી વધે છે. મારા અન્ય મુરીદોને પણ આ વસિય્યત છે કે જે કામોની અલ્લાહ અને તેના પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ મનાઈ ફરમાવી છે તે કામોથી દૂર રહે. આ દુનિયાનાં માલદોલત તો ક્ષણભંગુર છે. તમે બરાબર વિચારજો કે તમારી અશ્વશાળાના ઘોડા, તમારા નોકરચાકર, તમારા રૂપિયાપૈસા—આ સઘળું મૂકીને તમારે એક દિવસે આ દુનિયાથી કૂચ કરવાની છે. ફિકરચિંતા તો તે વસ્તુની રાખવાની છે જે હરહમેશ બાકી રહેનાર છે. એટલે કે આખિરતની. જરા ધ્યાનથી વિચારો કે આપણી સામે કેટકેટલા લોકો હતા જે આ દુનિયાથી વિદાય થઈ ગયા. આપણી અગાઉ આવેલા ને અગાઉ જતા રહયા.

ફરી માનવંત સૈયિદને હઝરત પીરોમુર્શિદે પૂછયું, 'શું કામ કરો છો ?' તેમણે ઉત્તર દીધો, 'બાળકોને કુર્આન પાક પઢાવું છું.' સૈયિદ સાહેબના એક સાથી બોલ્યા, 'મારા માનવંત, એ ભાઈ હાફિઝ પણ છે. એમના વાલિદ પણ હાફિઝ અને સાલિહ બુઝુર્ગ હતા.' આ સાંભળી હઝરત પીરોમુર્શિદે ફરમાવ્યું, 'જે કોઈ ઘરે કે મુસાફરીના રસ્તામાં રાતદિન કુર્આનપાક પઢતો રહે અને અલ્લાહના ઝિક્રમાં લાગેલો રહે તો તેને માટે નોકરી કંઈ આડવાડ બનતી નથી. તે સૂફી છે.' ફરી માનવંત હઝરતે શૈખ સઅદી (રહ.)ની આ પંક્તિ કહી :

**મુરાદે એહલે તરીકત લિબાસે ઝાહિર નેસ્ત,**
**કમર બ ખિદમતે સુલ્તાન બેબંદ સૂફી બાશ !**

હઝરત ખ્વાજા સાહેબના ફૈઝ–બરકાત સતત જારી હતાં. આમ છતાં આપ માનવંત પોતાને અલ્પ લેખતા. ફરમાવતા, 'શૈખ બનવાની લાયકાત મારામાં ક્યાંથી ?'

અખ્બારુલ અખ્યાર અનુસાર દિલ્હીનો બાદશાહ મુહમ્મદ તુગલક, હઝરત ખ્વાજા સાહેબ સાથે સારું વર્તન રાખતો નહીં. કંઈ ને કંઈ બહાનું શોધી આપ માનવંતને તકલીફ આપવા પ્રયત્ન કરતો. માનવંત હઝરતને તે પોતાની સાથે સફરમાં લઈ જતો. રાજસેવાની જવાબદારી સોંપતો. હઝરત ખ્વાજા સાહેબ પોતાના બુઝુર્ગ પીરની વસિય્યત અનુસાર આવાં વર્તનો સહન કરી લેતા.

એકવાર બાદશાહે હઝરત ખ્વાજા સાહેબ માટે સોનાચાંદીના વાસણોમાં ખાવાનું મોકલ્યું. બાદશાહનો હેતુ એવો હતો કે હઝરત ખ્વાજા સાહેબ સોનાચાંદીનાં વાસણોને કારણે જમશે નહીં, તો શાહી ખાણાનો અનાદર કર્યો ગણીને પડપૂછ કરાશે, ને જો જમી લેશે તો શરીઅતનો ભંગ કર્યો લેખીને પકડ કરશે. માનવંત હઝરત ખ્વાજા સાહેબની સામે ખાણું પેશ કરવામાં આવ્યું, તો આપ કંઈ બોલ્યા નહીં. સોનાના પ્યાલામાંથી થોડુંક મિષ્ટાન્ન લઈને પોતાની હથેળીમાં મૂક્યું. ફરી તે મોંમાં મૂકી

ચાખ્યું. દુશ્મનોની યુક્તિ નિષ્ફળ ગઈ. (પેજ : ૭૫)

તારીખે ફરિશ્તામાં છે, 'સુલતાન મુહમ્મદ તુગલકને દુરવેશો પ્રત્યે માન ન હતું. તેણે હુકમ કાઢેલો કે દુરવેશોએ પણ શાહી સેવામાં હાજર રહેવું. કોઈ દુરવેશના શિરે બાદશાહને પાન ખવડાવવાની, કોઈને બાદશાહને પાઘડી પહેરાવવાની જવાબદારી સોંપાયેલી. હઝરત ખ્વાજા બુઝુર્ગ શૈખ નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ને શિરે બાદશાહને કપડાં પહેરાવવાનું સોંપાયું. માનવંત હઝરત ખ્વાજા સાહેબે પોતાના પીરો-મુર્શિદના સૂચનને યાદ કરી શાહી સેવા સ્વીકારી, પણ થોડા જ વખતમાં બાદશાહ રાજકીય ખટપટોનો ભોગ બન્યો ને સિંધ ખાતે મરી ગયો. (તારીખે ફરિશ્તા, ભાગ : ૨, પેજ : ૩૯૯)

હઝરત ખ્વાજા બુઝુર્ગને એકવાર કોઈએ પૂછયું કે, બાદશાહે આપને તકલીફો કેમ આપી હશે ? આપે ઉત્તર દીધો, 'આ મામલો મારી અને અલ્લાહ તઆલાની વચ્ચે હતો. મેં એને એ જ રીતે સહી લીધો—બરદાશ્ત કર્યો.'

(તારીખે ફરિશ્તા, ભાગ : ૨, પેજ : ૨૪૫)

કેટલાક વૃત્તાંત નિવેદકોની નોંધ આનાથી જુદી છે. તેઓ જણાવે છે કે, સુલ્તાન મુહમ્મદ તુગલક, ઈઝઝતવંત ચિશ્તીયા સિલસિલાના બુઝુર્ગો પ્રત્યે ઘણી આસ્થા—અકીદત રાખતો. મહા બુઝુર્ગ હઝરત શૈખ ફરીદુદ્દીન ગંજેશકર (રહ.)ના નવાસા

હઝરત શૈખ અલાઉદ્દીન (રહ.) પ્રત્યે તથા સુલ્તાનુલ અવલિયા હઝરત ખ્વાજા નિઝામુદ્દીન (રહ.) સાથે પણ બાદશાહને ઘણી અકીદત હતી. એક નોંધ અનુસાર તે માનવંતના જનાઝાને બાદશાહે ખાંધ પણ આપેલી. વળી, તે માનવંતના રોજાની ઈમારત પણ તેણે બંધાવેલી. (સિયરુલ અવલિયા, પેજ : ૧૫૪)

સુલ્તાન મુહમ્મદ તુગલકે વળી હઝરત શૈખ શરફુદ્દીન યહ્યા મુનીરી (રહ.) માટે તે માનવંતની ના છતાં ખાનકાહ બંધાવેલી, એટલું જ નહીં, જાગીર પણ આપેલી. શૈખ રુકનુદ્દીન (રહ.)ની વફાત પછી તે માનવંતના મઝાર પાસે એક ખાનકાહ બંધાવી, ને ખાનકાહના નિભાવ માટે થોડાંક ગામો પણ વકફ કર્યાં. આથી માલૂમ પડે છે કે, બાદશાહને સંતોસૂફીઓ પ્રત્યે બહુ અકીદત હતી. દરબારમાં બુઝુર્ગો આવતા તો બાદશાહ તેમને ઉમદા પોશાક સાથે નજરાણા ય દેતો. હઝરત ખ્વાજા બુરહાનુદ્દીન ગરીબ (રહ.)એ પણ બાદશાહના સારા અકીદાઓનો ઉલ્લેખ કર્યો છે. મહા શૈખ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના એક અન્ય ખલીફા શૈખ કુત્બુદ્દીન મુનવ્વર (રહ.)ને પણ બાદશાહે કેટલાંક ગામો ભેટ આપેલાં. એ માટેનું શાહી ફરમાન કાઝી કમાલુદ્દીન મારફતે એ માનવંતને મળ્યું તો ગામોની એ ભેટ સ્વીકારવાની એમણે એમ કહી ના પાડી કે, 'મારા બુઝુર્ગોએ આવી ભેટો સ્વીકારી નથી. જેમને જોઈએ તેમને એ આપો !'

સુલ્તાન મુહમ્મદ તુગલકના મૃત્યુ પછી ફિરોજશાહ દિલ્હીનો સુલ્તાન થયો તો હઝરત ખ્વાજા બુઝુર્ગ નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)એ કહાવ્યું કે, અલ્લાહની મખ્લૂક સાથે ન્યાય અને સદ્‌વર્તન કરવાનો વાયદો કરો, નહિતર અલ્લાહ તઆલાના દરબારમાં અમે બીજો સત્તાધારી માંગીશું. સુલ્તાન ફિરોજશાહે ઉત્તર આપ્યો કે, અલ્લાહની મખ્લૂક સાથે હું ધીરજ અને ઉદારતાથી વર્તીશ. ન્યાય અને પ્રેમથી રાજ ચલાવીશ. માનવંત હઝરતે વળતો ઉત્તર કહાવ્યો કે, 'તમારા આવા ભલપણને લઈ અમે અલ્લાહ તઆલાથી દુઆ યાચીશું કે આપને ચાળીસ વરસ હુકૂમત આપે !' અલ્લાહનું કરવું, તેણે પોતાના આ નેક બંદાના બોલ સાચા પાડયા. બાદશાહ ફિરોજશાહ તુગલક ચાળીસ વરસ રાજ કરી ઇ. સ. ૧૩૮૮માં મરણ પામ્યો.

સુલ્તાન ફિરોજશાહનો વઝીર ખાનજહાં નવમુસ્લિમ હતો. સુલ્તાન મુહમ્મદ તુગલક પાસે હાજર થઇ તેણે ઈસ્લામ સ્વીકારેલો. પોતાની અક્કલ–આવડત અને હોશિયારીથી પ્રગતિ કરતો તે સુલ્તાનનો વઝીર બન્યો. સુલ્તાન ફિરોજશાહના વખતમાં પણ તે વઝીર હતો. હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.) પ્રત્યે તેને ઘણી અકીદત હતી. તે માનવંત હઝરતનો મુરીદ બન્યો, ને પોતાના માટે ઝિક્ર–અઝકાર તથા ઈબાદત–રિયાઝતની વિગત પૂછી. હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, 'તમે રાજ્યના વઝીર છો. હાજતમંદોની તકલીફો

દૂર કરવાના સતત પ્રયત્ન કરજો, એ પણ ઈબાદતમાં લેખાશે.'

ખાનજહાંએ અરજ કરી, 'મારા માનવંત ! મને કોઇ વિર્દવઝીફા આપો.' હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, 'તમે હરહંમેશ વુઝૂ સાથે રહો તો એ તમારા માટે વધુ બેહતર છે.' ખાનજહાંએ પોતાના મુર્શિદની સૂચના પર ચીવટાઇથી અમલ કર્યો, તે હરહમેશ વુઝૂ સાથે રહેતો. વફાત પછી તે મહા શૈખ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની નજીક દફન થયો. તારીખે ફિરોજશાહીમાં છે કે ખાનજહાં લોકોના ભલા માટે નોખનોખા ઉપાયો કે તદબીરો કરતો. યોજનાઓ અમલમાં મૂકતો. રૈયતના કલ્યાણ માટે તે સતત પ્રયત્ન કરતો. કોઈના પર લેશમાત્ર જોરજુલમ કર્યો નથી. અધિકારીઓની કશી ભૂલ થતી તો બાદશાહના ક્રોધકોપથી તેમને બચાવી લેતો. ખાનજહાં ગુજરી ગયો તો રૈયતમાં ઘણો શોક છવાયો.

(પેજ : ૪૨૨–૨૩)

હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ને સમાઅનો ઝવક હતો. અલ્લાહના ઈશ્કથી ભરપૂર કાવ્યપંક્તિઓ સાંભળીને આપ બેખુદ થઇ જતા. આપના પર વજ્દ છાઇ જતો. સમાઅને કારણે કવચિત્ આપ સુક્રમાં આવી જતા તો ય નમાઝ કઝા ન થતી. એકવાર ઝોહર વખતે વજ્દ આવ્યો જેની અસર તહજ્જુદ સુધી રહી, પરંતુ એ દરમિયાન જ્યારે ય નમાઝનો વખત આવતો, દરેક વખતે વુઝૂ કરીને નમાઝ અદા

કરતા. અલબત્ત, સમાઅ સાથે સંગીતના સાધનોનો ઉપયોગ કરવાને આપ પસંદ કરતા નહીં. એક વાર મહા શૈખ હઝરત ખ્વાજા મહબૂબે ઈલાહી (રહ.)ના મુરીદોએ સમાઅ્ની મજલિસ કરી. કવ્વાલોએ દફ સાથે ગાવાનું શરૂ કર્યું તો માનવંત શૈખ નસીરુદીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.) તરત મજલિસમાંથી ઉઠી ગયા. લોકોએ આપને બેસવા વિનંતી કરી તો ફરમાવવા લાગ્યા, 'આ તો સુન્નત તરીકાની વિરુદ્ધ છે." હઝરત ખ્વાજા બુઝુર્ગ મહબૂબે ઈલાહી (રહ.)ને આ ઘટનાની જાણ થઈ તો આપે ફરમાવ્યું, 'નસીરુદીન સાચું કહે છે, ને જે કાંઈ એમણે કર્યું તે બરાબર છે."

(અખ્બારુલ અખ્યાર, પેજ : ૭૬)

એકવાર સમાઅ્ની મજલિસમાં હઝરત ખ્વાજા નસીરુદીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)ને કોઈએ પૂછયું કે, 'માનવંત ! દફ, સિતાર જેવાં વાદ્યો અને રકસ વિશે શું હુકમ છે ?' આપે ફરમાવ્યું કે, વાદ્યોનો ઉપયોગ તો સર્વાનુમતે જાયઝ નથી. કોઈ તરીકતમાંથી ગબડી પડે તો કમસે કમ શરીઅતમાં તો રહે ! તે જો શરીઅતનો ય ન રહે તો પછી એનું સ્થાન ક્યાં ? પ્રથમ તો સમાઅ્ વિશે ય ઉલમાએ કિરામમાં મતભેદ છે. જો કે અમુક શરતો સાથે મુબાહ લેખવામાં આવેલ છે. જ્યારે વાદ્યોનો ઉપયોગ તો સર્વાનુમતે હરામ છે.

(ખયરુલ મજાલિસ તથા અખ્બારુલ અખ્યાર)

આપ માનવંતને મતે સમાઅ્માં જે ઝવક કે રૂહાની આનંદ મળે છે તે દર્દે દિલને લઈને હોય છે, ન કે વાદ્યોને લઈને. સમાઅ વિશે આપ ફરમાવતા કે,

દારૂએ દર્દમંદાનસ્ત ! દર્દમંદ લોકોની દવા છે.

(મિફતાહુલ આશિકીન)

હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)માં અજબ એવી ધૈર્યશક્તિ હતી. એક વાર આપ ઝોહરની નમાઝ પછી જમાઅતખાનામાંથી નીકળી પોતાના ઓરડામાં આવ્યા ને મુરાકબામાં પરોવાયા. આપ ધ્યાનસ્થ હતા એવામાં તુરાબ નામે એક કલંદરે ઓરડામાં ઘૂસી જઈ આપના પર ચપ્પુ વડે ઉપરાઉપરી ઘા કર્યા. આપના દેહમુબારકમાંથી એટલું બધું લોહી વહ્યું કે રેલો નીક વાટે ઓરડાની બહાર આવ્યો. ઓરડા બહાર બેઠેલા આપના મુરીદો લોહી જોઈ ઓરડામાં દોડી આવ્યા. માનવંત હઝરત હજી મુરાકબામાં હતા. મુરીદોએ કલંદરને પકડી લીધો ને મારવા લાગ્યા. હઝરત ખ્વાજા બુઝુર્ગે મુરીદોને કસમ આપી રોકયા કે એને મારશો નહીં. ફરી આપે કલંદરને ફરમાવ્યું, 'ચપ્પુથી ઘા કરવામાં તારા હાથને તકલીફ થઈ હશે, માફ કરજે !' એ પછી તેને વીસ સિક્કા આપીને જવા દીધો. કેવી ધીરજ, ઉદારતા, સહનશીલતા અને તસ્લીમો–રઝા !

આ ખૂની હુમલા પછી આપ ત્રણ વરસ સુધી જીવતા રહયા

ને અલ્લાહની મખ્લૂકને ફૈઝ પહોંચાડતા રહયા. અંતે ૧૮ રમઝાન મુબારક, હિ. સન. ૭૮૭ ને જુમ્આની રાતે આપ આ ફાની દુનિયાથી વિદાય થયા.

હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)એ જીવનભર નિકાહ કર્યા નથી. જાણે પોતાના પીરોમુર્શિદની સુન્નતની પેરવી કરી.

રૂહાની ક્ષેત્રે આપ માનવંતનું સ્થાન બહુ ઉચ્ચ છે. ખયરુલ મજાલિસના સંપાદક મવલાના હમીદ કલંદર લખે છે કે, હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.) ઈલ્મના સાગર હતા. જાણે પોતાના યુગના અબૂ હનીફા ને પરહેઝગારી તેમ ધીરજ વિષયે મહા શૈખ નિઝામુદ્દીન સમા હતા. મિફતાહુલ આશિકીનના કર્ત્તા મવલાના મુહિબ્બુલ્લાહે આપ માનવંતને ઉમ્દતુલ અબરાર, મલિકુસ સાલિકીન અને ખત્મુલ મશાયખ જેવાં ઊંચા ઉપનામોથી સંબોધ્યા છે.

શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે કે, હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.) પોતાના મુર્શિદનું બહુ ચીવટાઈથી અનુસરણ કરતા. ફક્ર, સબર, રઝા અને તસ્લીમ એમનો તરીકો હતો.

સફીનતુલ અસ્ફિયામાં છે કે, આપ માનવંતને હાથે અસંખ્ય કરામતો જાહેર થયેલી. ખઝીનતુલ અસ્ફિયાના કર્ત્તા લખે છે

કે, આપ, સાહિબે અસ્રાર, આબિદે અઝમી અને ઝાહિદે કરીમ હતા. (પેજ : ૩૫૩)

આપના બોધવચનોના બે સંગ્રહ જાણીતા છે :

૧. ખયરુલ મજાલિસ અને ૨. મિફતાહુલ આશિકીન. ખયરુલ મજાલિસમાં ૧૦૦ મજલિસો છે, એમાં રૂહાની ક્ષેત્રના અજબ એવા નુક્તા અને રહસ્યો રસપ્રદ સત્ય ઘટનાઓ સાથે વર્ણવાયેલાં છે.

હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)એ નફસની તરબિયત પર બહુ ભાર મૂકયો છે. કહેતા કે નફસની અવળચંડાઈઓથી બચવા નફસની વિરુદ્ધાઈ જરૂરી છે. આ પંક્તિમાં આપે જાણે પોતાના સઘળા પ્રશિક્ષણનો સાર કહયો છે,

**સિહતે નફસ વ કુવ્વતે યક રોઝહ**
**બેહતર અઝ તાજો તખ્તે ફિરોઝહ !**

ફરમાવતા, 'આલમે નાસૂત તો પશુઓ અને નફસની દુનિયા છે. એમાં માણસ પોતાની પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા કામકાજ કરે છે. સાલિક પોતાનાં રિયાઝત અને મુજાહિદહથી આ દુનિયા વટાવીને આલમે મલકૂતમાં પહોંચે છે, જ્યાં એનાં કામકાજ, તસ્બીહ, તહલીલ, કિયામ, રુકૂઅ, સિજદહ હોય છે. આ

દુનિયા વટાવીને તે આલમે જબરૂતમાં પ્રવેશે છે. જ્યાં ઝવકશવક, મુહબ્બત, ઈશ્તિયાક, તલબવજદ, સુક્ર, સહ્‌વ, ને મહ્‌વ હોય છે. એથી આગળ પ્રગતિ કરે તો સાલિક આલમે લાહૂતમાં આવે છે. જે લા–મકાન છે. અહીં ન વાતચીત છે, ન શોધાશોધ.

હઝરત ખ્વાજા બુઝુર્ગ શૈખ નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)ના નોંધપાત્ર ખલીફાઓમાં હઝરત સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.)–ગુલબર્ગ શરીફ અને હઝરત ખ્વાજા કમાલુદ્દીન (રહ.)ની ગણના થાય છે. હઝરત ખ્વાજા કમાલુદ્દીન (રહ.)ને દીનના કામ માટે અહમદાબાદ–ગુજરાત મોકલવામાં આવેલા. જો કે આપનો મઝાર દિલ્હીમાં છે. આપના એક ગણનાપાત્ર ખલીફા સૈયિદ મુહમ્મદ બિન જઅફર અલ મક્કી–હુસૈની (રહ.) છે. પોતાના જમાનાના કામિલ બુઝુર્ગ હતા. આપની લખેલી કિતાબ 'બહરુલ મઆની' બહુ જાણીતી છે. આપે રૂહ વિશે 'પંચનિકાત' નામે પુસ્તિકા લખી છે. સુલ્તાન મુહમ્મદ તુગલકથી લઈને સુલ્તાન બહલોલના રાજકાળ સુધી જીવંત રહયા. એક સો કરતાં વધુ વરસની ઉંમર થયેલી. એમના બાપદાદા મક્કા શરીફમાં હતા. ત્યાંથી દિલ્હીમાં આવી રહયા ને અહીં દફન થયા. આપના અન્ય ખલીફાઓમાં શૈખ દાનિયાલ તથા શૈખ સદરુદ્દીન (રહ.) છે. શૈખ સદરુદ્દીન હિકમત કે વૈદકશાસ્ત્રમાં અતિ પ્રવીણ હતા. આ વિષયમાં આપે એક પુસ્તક પણ લખ્યું છે.

હઝરત ખ્વાજા નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)ના માનવંત ખલીફા શૈખ અહમદ કાઠ (રહ.)એ ભરૂચ શહેર અને આજુબાજુના વિસ્તારમાં ઈલ્મ–ઈરફાનનાં અજવાળાં ફેલાવેલાં. આપ ભરૂચમાં રહેતા. અલ્લાહની ઘણી ઘણી ઈબાદત કરતા. વળી, લોકોને દીની અને રૂહાની શિક્ષણ દેતા. એક નોંધ મુજબ આપ કાપડ વણીને જાતમહેનતથી પોતાનું ગુજરાન ચલાવતા. રૂહાની કે આધ્યાત્મિક ક્ષેત્રે આપની મોટી નામના અને અજબ કરી દેનારી કરામતોની ઘટનાઓ સાંભળી ગુજરાતના સુલતાન મેહમૂદ બેગડા આપને મળવા ભરૂચ આવેલા અને પોતાના માટે તથા પોતાના રાજ્યના જનસમાજની સુખસમૃદ્ધિ માટે દુઆ કરાવેલી.

હિ. સ. ૮૬૮ માં આપ આ ફાની દુનિયા છોડી ગયા. ભરૂચમાં મોટી ડુંગરી નજીક આપની કબર છે.

હઝરત ખ્વાજા બુઝુર્ગ નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી રહમતુલ્લાહિ અલયહે વફાત વેળા વસિય્યત કરેલી કે, પીરોમુર્શિદ હઝરત શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.)નો ખિરકહ મુબારક મારી છાતી પર, આપની અસા (લાકડી) મારા પડખામાં, આપની તસ્બીહ મારી શહાદતની આંગળીમાં, આપનું કમંડળ મારા સિરાણે, ને આપની પાવડીઓ મારી બગલમાં મૂકજો. માનવંત શૈખની આ વસિય્યત પર અમલ કરવામાં આવ્યો. (સિયરુલ આરિફીન, પેજ : ૪૫)

હઝરત ખ્વાજા બુઝુર્ગ શૈખ નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી (રહ.)નો મઝાર દિલ્હીમાં છે.

રહમતુલ્લાહિ અલયહ !



## હઝરત ખ્વાજા શરફુદ્દીન અહમદ મુનીરી
### (રહમતુલ્લાહિ અલયહ)

જાણીતા બુઝુર્ગ હઝરત શૈખ યહ્યા મુનીરી (રહ.)ના નેક પુત્ર. હિંદના અતિ ખ્યાતનામ એવા મશાયખમાં આપની ગણના થાય છે. ઉત્તમ અને અનુકરણીય ગુણો ધરાવતા હતા.

મઆરિફ અને ઈલાહી ભેદોથી ભરપૂર એવી અનેક કિતાબો લખી છે. આ કૃતિઓ તસવ્વુફની બહુ કીમતી મૂડી છે. રૂહાની ઈલ્મથી ઓતપ્રોત એવા આપના મકતૂબાત એટલે કે પત્રો પણ બહુ માર્ગદર્શક છે. લખવાની ઢબ પણ આકર્ષક ને પાકીઝહ. એ પત્રોમાં વળી ઠેર ઠેર તરીકતના આદાબ અને હકીકતના અસરાર (ભેદોરહસ્યો અને ગુઢાર્થો) જોવા મળે છે. આદાબુલ મુરીદીન નામે જાણીતી કિતાબનું વિવરણ પણ આપે લખ્યું છે.

પીરોમુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની ખ્યાતિ સાંભળી આપ દિલ્હી આવ્યા, પણ

અલ્લાહનું કરવું કે આપ દિલ્હી પહોંચે એ પહેલાં હઝરત ખ્વાજા બુઝુર્ગે આ ફાની દુનિયાથી વિદાય લીધી હતી. જો કે તે સમયની કેટલીક કિતાબોમાં એવી ય નોંધ જોવા મળે છે કે, આપ માનવંત દિલ્હી ખાતે ખ્વાજા બુઝુર્ગ હઝરત નિઝામુદીન અવલિયા (રહ.)ની સેવામાં હાજર થયા હતા.

પટણા જિલ્લાના મુનીર મુકામે હિ. સ. ૬૬૧ માં આપનો જન્મ થયેલો. આપનો વંશીય સિલસિલો અબ્દુલ મુત્તલિબ બિન હાશિમ બિન અબ્દે મનાફને જઈ મળે છે. જ્યારે આપના માનવંત અમ્માજાનનો વંશીય સિલસિલો ચઉદમી પેઢીએ હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)ને મળે છે.

આપનું ખાનદાન બયતુલ મુકદસથી હિંદ આવી મુનીર મુકામે વસેલું. એ નામાંકિત ખાનદાનના બુઝુર્ગો તકવા-પરહેઝગારીમાં આગવું સ્થાન ધરાવતા. મુનીરના આજુબાજુના પ્રદેશમાં એ નેક હસ્તીઓને પ્રતાપે ઈસ્લામનો ફેલાવો થયો. આપ નાના હતા ત્યારે આપના અમ્માજાન વુઝૂ વિના આપને દૂધ પાતાં નહીં.

પ્રાથમિક તા'લીમ ઘરે લીધી. ફરી સોનારગાંવના જાણીતા આલિમ મવલાના અબૂ તવામહ પાસે કલામે પાક, તફસીર, હદીસ અને ફિકહ ઉપરાંત ગણિત, તર્કશાસ્ત્ર અને ફિલોસોફીનું શિક્ષણ મેળવ્યું. ઈલ્મ પ્રાપ્તિનાં એ વર્ષોમાં આપ રિયાઝત અને

મુજાહિદહ સાથે ઈલ્મ તસવ્વુફની કિતાબોનો અભ્યાસ પણ કરતા. (મનાકિબુલ અસફિયા)

ઈલ્મ હાસિલ કરવામાં આપ એટલા મગ્ન રહેતા કે ઘરેથી આવેલા પત્રો પણ ખોલતા નહીં, કે રખેને એમાં કશી એવી ખબર હોય કે ઘરે જવું પડે. સાર એ કે તા'લીમના કામમાં કશો વિક્ષેપ પડે એ આપને ન ગમતું. તા'લીમ પૂરી થઈ તો ઘરેથી આવેલા કાગળો જે એક માટલીમાં ભેગા કર્યા હતા, વાંચવા બેઠા. એક કાગળમાં પોતાના માનવંત વાલિદ સાહેબની વફાતના સમાચાર હતા. કાગળ વાંચતા વાલિદ સાહેબની યાદમાં બેચેન બની પોતાના વતન મુનીર આવ્યા.

વતનમાં હતા એ દરમિયાન દિલમાં અલ્લાહની તલબ વધી. ઘર છોડી મુર્શિદની શોધમાં નીકળી પડયા. એ દિવસોમાં દિલ્હી અને એની આજુબાજુનો પ્રદેશ દીનના મરકઝ સમાન હતો. દિલ્હી પહોંચી અનેક આબિદો, ઝાહિદો અને સજ્જાદહનશીન બુઝુર્ગોને મળ્યા. અંતે મહા શૈખ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની સેવામાં હાજર થયા.

લતાઈફે અશરફીમાં છે કે, હઝરત શૈખ શરફુદ્દીન મુનીરી (રહ.)એ હઝરત સુલ્તાનુલ મશાયખની સેવામાં હાજર થઈ પોતાને મુરીદ બનાવવા વિનંતી કરી તો આપ આલમે ગેબી અને કઝાએ લા–રયબીમાં પૃચ્છા કરી ધ્યાનમગ્ન થયા.

થોડીવાર પછી ફરમાવવા લાગ્યા, 'મારા ભાઈ શરફુદ્દીન ! તમારી ઈરાદત અને સુલૂકની તા'લીમ મારા બંધુ નજીબુદ્દીન સાથે સંકળાયેલી છે. તમે તેમની પાસે જાવ, તેઓ તમારી રાહ જૂએ છે.'

હઝરત શૈખ શરફુદ્દીન મુનીરી (રહ.) જવા લાગ્યા તો સુલ્તાનુલ મશાયખે વળી ફરમાવ્યું, 'ફકીરો પાસેથી ખાલી હાથે ન જાવ, તમને એ ખાનદાન તરફથી સફાઈ અને સમાઅ્ મુબારક થાઓ !' આ સાંભળી હઝરત શૈખ શરફુદ્દીન મુનીરી (રહ.) તા'ઝીમ બજાવી લાવ્યા.

મહા શૈખ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ની સૂચના અનુસાર હઝરત શૈખ શરફુદ્દીન મુનીરી (રહ.) હઝરત ખ્વાજા નજીબુદ્દીન (રહ.)ની સેવામાં આવ્યા. એ વખતે આપના દિલદિમાગ પર એક પ્રકારનો ભય છાય રહયો. શરીરેથી પરસેવો વહી રહયો હતો, પણ માનવંત ખ્વાજા નજીબુદ્દીન (રહ.) આપને જોતાંવેંત બોલી ઉઠયા, 'ભલે પધારો, દુરવેશ ! વરસોથી તમારી રાહ જોતો બેઠો છું, કે તમારી અમાનત તમને સોંપી દઉં.' (અખબારુલ અખ્યાર)

એ પછી તરત બયઅત લીધી, ને કેટલીક નસીહતો લખી આપી, આપને વળાવ્યા. વળાવતી વખતે મુર્શિદે ફરમાવ્યું, 'તમને રસ્તામાં કશા સમાચાર મળે તો પાછા ન ફરતા.' આપે

પીરોમુર્શિદની સેવામાં થોડા દિવસ રહેવાની ઇચ્છા વ્યક્ત કરી, પણ એની રજા ન મળી.

આપ દિલ્હીથી બિહાર શરીફ ભણી ચાલી નીકળ્યા. રસ્તામાં પીરોમુર્શિદની વફાતના સમાચાર મળ્યા. માનવંત મુર્શિદે પાછા ફરવાની મના ફરમાવેલી એટલે આગળ ચાલ્યા. રસ્તામાં આગ્રા નજીક ઘોર જંગલ આવ્યું. એ જંગલમાં ઘણા મોર હતા. મોરના કેકારવ સાંભળી દિલ અતિ વ્યાકુળ થઇ ગયું. જઝબની હાલત છાઇ ગઇ. જંગલમાં ખોવાય ગયા. મોટા ભાઇ શૈખ જલાલુદ્દીન સાથે હતા તેમણે ઘણી તપાસ કરી, પણ મળ્યા નહીં.

મનાકિબુલ અસ્ફિયાના લેખકના જણાવ્યા અનુસાર માનવંત હઝરત શૈખ શરફુદ્દીન મુનીરી (રહ.) એ જંગલમાં ૧૨ વરસ રહયા. એ પછી પટણા જિલ્લાના રાજગીરનાં જંગલોમાં પણ લાંબો સમય વીતાવ્યો. કેટલીક નોંધો એમ જણાવે છે કે, આપે ૩૦ વરસ સુધી જંગલોમોં રહીને ઇબાદત કરી. કઠોર તપસ્યા અને રિયાઝત કરતા. ઝાડની ડાળ પકડી આલમે હેરતમાં દિવસો સુધી ખડા રહેતા. કીડીઓ ગળામાં આવનજાવન કરતી, પણ આપને એની કશી ખબર પડતી નહીં. આકરી તપસ્યાઓને કારણે આપનું શરીર સૂકાય ગયું હતું. શરીરમાં નામનું જ લોહી હતું. (સીરતે અશરફ, પેજ : ૨૭૫)

જંગલો—વગડાઓમાં ફરતા ફરતા એકવાર આપ એક

પહાડની ખો પાસે આવ્યા. ત્યાં એક શ્રીમંત માણસ જમી રહયો હતો, ને તેના ચાકરો મોરછલથી પવન નાખી રહયા હતા. હઝરતે પૂછયું, 'રજા હોય તો હું જમવા બેસું.' તેણે હા પાડી. આપ જમવા બેઠા પણ ચાકરોને એ ગમ્યું નહીં. તેમણે આપ માનવંત વિશે ખરાબ શબ્દો વાપર્યા. આપને જમવા બેસાડયા તે બદલ પોતાના શેઠને તેઓ ઠપકો દેવા લાગ્યા. આપ માનવંત કહેતા, 'નોકરોના આવા વર્તન અને મારા માટે તુચ્છકાર ભર્યા શબ્દોથી મને ખૂબ આનંદ મળ્યો. આનંદમાં હું પહાડ પર ચઢી ગયો ને ત્રણ દિનરાત મારા પર વજ્દ છાઇ રહ્યો.

આ દિવસોમાં અનેક જોગીઓ ને સન્યાસીઓ સાથે આધ્યાત્મિક વિવાદ થયો. તેઓ આપના રૂહાની ઇલ્મથી બહુ પ્રભાવિત થયા ને માનવંત શૈખ પાસે તેમણે ઈસ્લામ સ્વીકાર્યો.

અન્વારે ઈલાહીથી દિલ રોશન થઇ ગયું હતું. આપે ગામો–શહેરો ભણી રુખ કર્યું. લોકો મોટી સંખ્યામાં આવતા ને ફૈઝ હાસિલ કરતા. જનતાની લાગણીને માન આપી આપ બિહાર શરીફ પધાર્યા ને ત્યાં જુમ્આની નમાઝ અદા કરી. ફરી બિહારમાં જ મુકામ કર્યો ને લગભગ ૬૦ વરસ સુધી ફૈઝનો અપૂર્વ ઝરો વહાવતા રહયા. લાખો તરસ્યાં હૈયાં આપની અમૃતવાણી અને હિદાયતભરી તા'લીમના ઝરીએ હિદાયત પામ્યાં.

સુલ્તાન મુહમ્મદ તુગલકે હઝરત શૈખ શરફુદીન અહમદ મુનીરી (રહ.)ની બુઝુર્ગી અને દુરવેશીની ખ્યાતિ સાંભળી તો બિહારના હાકેમને ફરમાન લખી મોકલ્યું કે માનવંત હઝરત માટે ખાનકાહ બંધાવી આપો. વળી, ખાનકાહના ખરચ માટે રાજગીર પરગણું આપો. હઝરત સાહેબ એનો સ્વીકાર ન કરે તો બળજબરીથી આપો. બિહારના હાકેમે આ શાહી ફરમાનનો અમલ કર્યો. માનવંત હઝરતે ખાનકાહનું બાંધકામ અને રાજગીરની જાગીર અનિચ્છાએ સ્વીકાર્યાં.

ખાનકાહ તૈયાર થઇ ગઇ તો એમાં સુલતાને મોકલેલો બલગારી મુસલ્લો પાથરવામાં આવ્યો, ને માનવંત હઝરતને એ પર બેસાડવામાં આવ્યા તો હઝરત સાહેબે ફરમાવ્યું, 'હું તો ઈસ્લામ જેવા કલ્યાણકારી ધર્મને લાયક પણ બન્યો નથી, ફરી આ મુસલ્લાને પાત્ર હું ક્યાંથી ?' એ વખતે મજલિસમાંથી એક દુરવેશ અરજ કરવા લાગ્યો, 'મખ્દૂમ, આપની ખ્યાતિ કંઇ ખાનકાહ અને મુસલ્લાને લઇને નથી, અમે તો અહીં માત્ર આપની બાતિની શક્તિને કારણે આવ્યા છીએ. આપ માનવંતની બરકતથી અહીં ઈસ્લામ ફેલાશે.'

એ દુરવેશનું અનુમાન સાચું પડયું. આ પ્રદેશમાં આપનાં ફૈઝ અને બરકતથી ઈસ્લામની જ્યોત ઝળહળી રહી. અલબત્ત, રાજગીરની જાગીરને આપ માનવંત બોજરૂપ લેખતા હતા. સુલ્તાન ફિરોજશાહ દિલ્હીની ગાદીએ બેઠો ત્યારે માનવંત

હઝરતે જાતે દિલ્હી જઈ એ જાગીરની સનદ બાદશાહને વિવેક સાથે પાછી આપી. માનવંત હઝરતનો આવો ત્યાગ જોઈ બાદશાહ અને દરબારીઓ આશ્ચર્યમાં પડી ગયા !

આ પ્રસંગે બાદશાહે વિચાર્યું, આવા મહા ત્યાગી શૈખની ખિદમતમાં કંઈક રકમ આપીને ય ખુશનસીબી પ્રાપ્ત કરવી જોઈએ. એમ વિચારી બાદશાહે મોટી રકમ આપી. માનવંત શૈખે એ રકમનો સ્વીકાર તો કર્યો, પણ દરબારમાંથી બહાર આવીને ફકીરો–મિસ્કીનોને એ સઘળી રકમ વહેંચી દીધી. ફરી દુરવેશોને છાજે એવી શાંતિ અને સંતોષ સાથે વતન ભણી રવાના થઈ ગયા.

ખાનકાહમાં એક ખૂણે બેસી આપ બોધ દેતા. વળી, કલમી સેવા પણ કરતા. આ રીતે રુશ્દો–હિદાયતનો સિલસિલો જારી રાખ્યો. આપના જાણીતા પુસ્તક મઅદનુલ મઆનીની પ્રસ્તાવનામાં છે,

'આપની મજલિસમાં સેંકડો લોકો આવતા. દરેક મજલિસમાં મુરીદો, અલ્લાહ તઆલાના નેક બંદા અને સાચી તલબ રાખનારા હાજર થતા. દરેક પોતાની પરિસ્થિતિ અને કામકાજ અનુસાર સવાલ કરતો. આ સવાલ શરીઅત, તરીકત, હકીકત કે મઅરિફત વિષયક હોતા. માનવંત હઝરત દરેક પ્રશ્નનો સંતોષકારક જવાબ આપતા. આપની છણાવટ

ચિત્તાકર્ષક અને આપના નિર્દેશો અજોડ હોતા. દરેક બયાનમાં સેંકડો અર્થ અને દરેક ઈશારામાં જાણે અગણિત ભાવાર્થો–ગૂઢાર્થો.'

મવલાના મુઝફ્ફર બલખી નામે આલિમ આપની મજલિસમાં આવતા ને વિવિધ મસાઈલ વિશે અતિ તીવ્ર અને તોછડાઈભરી રીતે વાદવિવાદમાં ઉતરી પડતા, પરંતુ માનવંત હઝરત બહુ શાંતિ અને ઠાવકાઈથી તેમની વાતોનો જવાબ દેતા. હઝરત શૈખ સાહેબની આવી અખ્લાકભરી રીતિનીતિ અને વિદ્વતાભર્યા જવાબોથી તેઓ એવા તો પ્રભાવિત થયા કે જીવનભર આપના અદના સેવક બની રહયા. માનવંત હઝરત પણ મવલાના સાહેબ પ્રત્યે બહુ હેત મુહબ્બત દાખવતા. મવલાના સાહેબને આપે બસો જેટલા કાગળો લખેલા. આ કાગળોમાં એવાં એવાં રહસ્યો કે અસરાર છે જે માનવંત હઝરતે અન્ય કોઈ સામે ખોલ્યાં નથી.

ઝયન બદર અરબી નામે એક આલિમ હતા, જે આડે રસ્તે ફંટાય ગયેલા. દારૂ પીવાની લતે ચઢી ગયા. પછીથી તેઓ માનવંત હઝરતના સહવાસમાં આવ્યા તો તેમના જીવનમાં ક્રાંતિ આવી ગઈ. માનવંત હઝરતના ખાસ સેવક બની રહ્યા, એટલું જ નહીં, તેમણે આપનાં ઘણાં બોધવચનોનો સંગ્રહ પણ કર્યો.

અનેક નોંધો અનુસાર નિર્દેશ મળે છે કે, આપ માનવંતના લગભગ એક લાખ એવા મુરીદ હતા, જે દૂર દૂરના પ્રદેશોએ રહેતા હોવાથી આપની મજલિસોમાં આવી શકતા નહીં, તેમને કાગળો દ્વારા આપ તા'લીમ આપતા. સામાન્ય લોકો તેમ અમીર–ઉમરાવો, ઉલમાએ કિરામ, અધિકારી વર્ગ સૌને આપનાથી બહુ બહુ ફૈઝ પહોંચ્યો.

હઝરત ખ્વાજા શૈખ શરફુદીન મુનીરી (રહ.)ની સેવામાં આબિદ ઝફરાબાદી નામે એક માણસ આવ્યો. તેણે ફરિયાદ કરી કે મારાં માલદોલત જોરજુલમથી લઇ લેવામાં આવ્યાં છે. હઝરત ખ્વાજા બુઝુર્ગે આ વિશે બહુ વિદ્વતાભરી રીતે દિલ્હીના સુલ્તાન ફિરોઝશાહનું ધ્યાન ખેંચ્યું. આપ માનવંતે સુલ્તાનને જે કાગળ લખ્યો તેનો સાર આ છે :

'હઝરત બિલાલ મુઅઝ્ઝિન રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હું મક્કામાં હઝરત અબૂબક્ર સિદીક રદિયલ્લાહુ તઆલા અન્હૂના ઘરમાં બેઠો હતો. એવામાં એક માણસ બારણે આવ્યો. પયગંબર અલયહિસ્સલામે મને ફરમાવ્યું કે, બહાર જઇને જૂઓ. હું બહાર આવ્યો તો એક યહૂદીને ઊભલો જોયો. તે પૂછવા લાગ્યો કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અહીં છે કે ? મેં ઉત્તર દીધો, 'હા.'

ઘરમાં આવીને તે યહૂદી કહેવા લાગ્યો, 'હે મુહમ્મદ ! આપ

કહો છો કે હું અલ્લાહનો રસૂલ છું, ને અલ્લાહે મને રસૂલ બનાવીને મોકલેલ છે.' આપ સાહેબ મને અને લોકોને ઈસ્લામ સ્વીકારવાનું આમંત્રણ આપો છો. જો આપ રસૂલ છો તો એ જૂઓ કે બળિયો નિર્બળ પર જુલમ ન કરે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું, 'તમારા પર કોણે જુલમ કર્યો છે ?' તેણે કહયું, 'અબૂ જહલે મારો માલ લઈ લીધો છે.'

બપોરનો વખત હતો. ઘણી ગરમી હતી. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આરામ ફરમાવી રહયા હતા, પણ યહૂદીની વાત સાંભળી તરત ઉઠયા, ને એ યહૂદીની મદદ કરવાને ઈરાદે ઘરેથી નીકળ્યા. મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આ કયલૂલહનો વખત છે. બહાર અતિશય ગરમી છે. અબૂ જહલ પણ આરામ કરતો હશે. તે ગુસ્સે થશે.' આમ છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રોકાયા નહીં ને અબૂ જહલના ઘરે જઈ બારણું ખખડાવ્યું.

આવે વખતે કોઈ દરવાજો ખખડાવતું તો અબૂ જહલને ન ગમતું. તે ક્રોધે ભરાયો ને પોતાના આરામમાં ખલલ કરનારને મારવાને ઈરાદે ઉઠયો. બારણું ખોલ્યું. જોયું તો અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બારણે ઊભા છે. ઠંડોગાર થઈ પૂછવા લાગ્યો, 'કેમ આવવું થયું ? કંઈ કામ હતું તો માણસ

મોકલી દેત !'

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બોલ્યા, 'આ યહૂદીનો માલ તમે કેમ આંચકી લીધો છે ? એનું જે કાંઇ હોય તે પાછું આપી દો.' અબૂ જહલે ઉત્તર દીધો, 'આટલા કામ સારું તમે શાને તકલીફ લીધી ? કોઇને મોકલી દેત તો ય એનો માલ હું પાછો આપત.'

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, 'વારું, એનું જે કાંઇ હોય એ આપી દો.'

અબૂ જહલ ઘરમાં જઇને યહૂદીનો બધો માલ લઇ આવ્યો. યહૂદીએ પોતાની સઘળી ચીજવસ્તુઓ સંભાળી લીધી. એટલે સુધી કે એનો ખાલી થેલો ય એને પાછો મળ્યો.

અલ્લાહના નબી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા, 'જે કોઇ મઝલૂમની મદદ કરે છે, અલ્લાહ તઆલા કિયામતને દિવસે પુલસિરાત પાર કરવામાં તેને મદદ કરશે ને જન્નતમાં જગા દેશે. જે કોઇ મઝલૂમની ફરિયાદ સાંભળે છતાં તેને મદદ ન કરે તેવા કઠોર દિલના માણસને કબરમાં અઝાબ થશે.'

માનવંત સુલ્તાન તો મઝલૂમો–પીડિતો ને દરિદ્રોનો આસરો છે. આપના દરબારનો ન્યાય તો જગજાહેર છે. ઇન્સાફ કરનાર માટે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમએ એવી ખુશખબરી આપી છે કે, ન્યાય કાજે વીતેલી પળ, સાઠ વરસની ઈબાદત કરતાં ઉત્તમ છે. અલ્લાહ, આપને આકેબતની ભલાઈ નસીબ ફરમાવે, વસ્સલામ.'

ફિરોજશાહ બાદશાહે આ કાગળ વાંચી ફરિયાદીનાં માલદોલત પાછાં અપાવ્યાં.

હઝરત ખ્વાજા શૈખ શરફુદીન મુનીરી (રહ.) એક પત્રમાં લખે છે કે, બાદશાહો, અમીરઉમરાવો, અધિકારીઓ કે સામાન્યજનો માટે અલ્લાહ તઆલાની નઝદીકી પામવાનો સરળ મારગ એ છે કે તેઓ લાચારોની મદદ કરે. હાજતમંદો કે જરૂરતવાળાઓની જરૂરત પૂરી કરવા કોશિશ કરે. જેમ કે એક બુઝુર્ગ ફરમાવે છે કે, અલ્લાહ તઆલા સુધી પહોંચવાના રસ્તા તો અનેક છે, પણ સૌથી નજીક એવો સરળ માર્ગ દિલોને રાહત પહોંચાડવાનો છે. તે બુઝુર્ગને કોઈએ કહયું, 'તમે રહો છો એ શહેરનો રાજા ઈબાદત માટે રાતે જાગે છે. તે ઘણી ઘણી નફિલ નમાઝો પઢે છે. નફિલ રોઝા પણ રાખે છે.' બુઝુર્ગ બોલ્યા, 'પોતાનું મૂળ કામ એ વીસરી ગયો લાગે છે.' લોકો પૂછવા લાગ્યા, 'એનું મૂળ કામ કયું હશે ?' બુઝુર્ગે ઉત્તર દીધો, 'ભૂખ્યાંને ખવડાવે, નાગાંઉઘાડાને કપડાં પહેરાવે, વેરાન અને નિરાશ દિલોને આબાદ કરે તેમજ હાજતમંદોને મદદ કરે.'

(મકતૂબાત, પેજ–૪૮૯)

સુલ્તાન અને અમીરઉમરાવો તથા અધિકારી વર્ગ આપના અતિ અકીદતમંદ હોવા છતાં હઝરત ખ્વાજા શૈખ શરફુદીન મુનીરી (રહ.) બહુ સાદગીભર્યું જીવન ગુજારતા. આપની ઝિંદગીમાં દુરવેશાના શાન ઝળકતી. સૂકો રોટલો કે લૂખા ચાવલ–ખીચડી ખાતા. ઘરમાં દિવસે ચૂલો ન સળગતો. પોશાક પણ બહુ સાદો હતો. માથે અમામો પણ બાંધતા. અમુક પોશાક તબર્રુકાતરૂપે હાલ પણ ખાનકાહ શરીફમાં મવજૂદ છે.

અલ્લાહના અઝાબના ભયથી સદા રડયા કરતા. આ ડરભય સાથે અલ્લાહની મુહબ્બતમાં ઓતપ્રોત રહેતા. અલ્લાહ તઆલાની મુહબ્બત સાથે હરહાલમાં સુન્નતની તાબેદારી બજાવતા. ફરમાવતા કે બા ખુદા દીવાના બાશ, વ બા શરીઅત હોશિયાર ! (મૂનિસુલ કુલૂબ)

અલ્લાહ પાકને રાજી કરવા બંદાઓના હકો અદા કરવા સતત કોશિશ કરતા. અલ્લાહની મખ્લૂકની સેવા કરવાને મહા દોલત લેખતા. ફરમાવતા કે, 'લોકોનાં–મુસલમાનોનાં કામો બજાવીં લાવવાં કે તેમની મદદમાં લાગેલા રહેવું મહાદોલત છે. આ તો પયગંબરનું કામ છે. તેમણે લોકોના કામ કર્યા. તે માનવંતો લોકોની આફતો– બલાઓ પોતાને માથે લેતા.'

શાહઝાદા મલિક ખિઝરને એકવાર લખ્યું કે, 'આ અંધકારમય દુનિયામાં કલમથી, જીભથી કે માલદોલત યા ઓહદાસત્તાથી ગરીબોમોહતાજો સાથે સઘળી મખ્લૂકને બની

શકે એટલી રાહત પહોંચાડો. નમાઝ, રોઝા, નફિલો, ઝિક્ર વગેરે પોતાના સ્થાને અવશ્ય ઉત્તમ છે, પણ દિલોને રાહત પહોંચાડવાનું કામ પણ બહુ લાભદાયી છે.'

હઝરત ખ્વાજા બુઝુર્ગ પોતે પણ અલ્લાહ તઆલાની મખ્લૂકની સેવા કરવા સદા તત્પર રહેતા. આવા ઉચ્ચ હેતુસર આપે બિહારમાં મુકામ કરેલો. વળી, સામાન્ય લોકોના તેમ અમીર–ઉમરાવો કે અધિકારી વર્ગના જાહેરી તેમ બાતિની અખ્લાક સુધારવા આપે ખાસ કાળજી લીધી. અલ્લાહની મખ્લૂકની દિલજોઇ પણ કરતા. એનું મન રાખતા. લોકોની એબો ઢાંકતા. એબોની પરદાપોશી કરતા, પોતાને અલ્લાહ કરીમના અલ્પ બંદા લેખતા. કશાનો લેશમાત્ર ગર્વ ન હતો. મહા આલિમ અને વિદ્વાન હતા, પણ પોતાને 'ઉલમાના ઉંબરનો કુતરો' સમજતા. અલ્લાહના બુઝુર્ગ બંદા હોવા છતાં પોતાને માટે 'અલ્પ' કે 'કમતરીન' જેવાં વિશેષણો વાપરતા. પોતાના વિશે કહયા કરતા, 'હેચ ન શુદ' : મારાથી કંઇ જ થઇ શકયું નહીં. ઠંડીના દિવસોમાં એક વાર વહેલી સવારે નદીના ટાઢા પાણીમાં નહાતા બેહોશ થઇ ગયા. હોશમાં આવ્યા ત્યારે ફજરની નમાઝનો વખત વહી ગયો હતો. બહુ અફસોસ અને રંજ કરતા પંડે કહેવા લાગ્યા, 'જેટલા મુજાહિદા મેં કર્યા છે એટલા જો પહાડ કરત તો પાણી બની જાત, પણ અફસોસ, ઓ શરફુદીન, તારાથી કંઈ બન્યું નહીં.' સઘળા સમકાલીન

મશાયખને પોતાના કરતાં ઉચ્ચ અને બેહતર ગણતા.'

સમાઅ્ વિશે હઝરત ખ્વાજા શૈખ શરફુદ્દીન મુનીરી (રહ.)ના વિચારો સ્પષ્ટ છે. આપના માનવંત મુર્શિદની સૂચના હતી કે સમાઅ્ વખતે બાતિની અહેવાલ જાહેર ન થાય. આથી જ્યારે ય સમાઅ્ની મજલિસ થતી ને આપ માનવંતને વજ્દ આવતો તો તરત એકાંતમાં ચાલ્યા જતા ને દરવાજો બંધ કરી દેતા. પાસે આવવાની કોઈને ઈજાઝત ન હતી. સમાઅ્ ક્યારે જાયઝ, ક્યારે નાજાયઝ એ વિશે હઝરત ખ્વાજા બુઝુર્ગે પોતાની જાણીતી કૃતિ 'મઅદનુલ મઆની'માં તથા પોતાના પત્રોમાં વિશદ્ ચર્ચા કરી છે, જેનો સાર એ છે કે, સમાઅ્થી જો અલ્લાહ તઆલાની મુહબ્બતને વેગ મળે અને અહવાલે શરીફ એટલે કે મુકાશિફાત અને મુલાતિફાત પ્રગટતાં હોય તો એ હલાલ છે અને સમાઅ્થી તબીઅત જો ફિસ્ક—ફુજૂર, બેશરમી અને ગુનાહિત કામો ભણી વળતી હોય તો એ હરામ છે. સમાઅ્ હલાલ પણ છે, હરામ પણ છે ને મકરૂહ છે. સમાઅ્ સાંભળવાથી દિલ માત્ર હકતઆલા તરફ વળતું હોય તો હલાલ છે, પણ જો મજાઝ તરફ વળતું હોય તો એ હરામ છે. કંઈક હક તરફ ને કંઈક ગેરહક તરફ વળતું હોય તો એ મકરૂહ છે અને હક તથા મજાઝ બંને તરફ વળતું હોય—પણ હક તરફ વધુ ઝોક હોય તો એ મુબાહ છે.

(મઅદનુલ મઆની, પેજ : ૪૬૨—૪૬૩)

સમાઅ્ હકવાળાઓ માટે મુસ્તહબ, ઝુહદવાળાઓ માટે મુબાહ અને નફસના ગુલામો માટે મકરૂહ છે. (મકતૂબાત : પેજ : ૨૬૭) સમાઅ્ વિશે હઝરત ખ્વાજા બુઝુર્ગે કેટલીક શરતો નોંધી છે. મકાન : એટલે કે જ્યાં સમાઅ્ની મજલિસ થાય છે અને મશાયખની જગા હોય. પાકીઝહ, રોશન અને વિસ્તૃત. જે લોકો સમાઅ્માં ભાગ લેતા હોય તે દુરવેશ હોય કે દુરવેશોના દોસ્ત. તમીઝવાળા, સોહબત પામેલા ને તપસ્વી, સમાઅ્ વેળા એમનું દિલ દુનિયાનાં આકર્ષણોથી મુક્ત અને ખાલી હોય. સમાઅ્ની મજલિસના આદાબની પાબંદી પણ કરવી રહી. જેમ કે સમાઅ્માં બેસનારા દો–ઝાનું (ઘૂંટણિયે) બેસે. શિશ નમાવેલું રાખે. ડાબેજમણે જોયા ન કરે. માથું ધૂણાવે નહીં. માંહો માંહે વાતો ન કરે. અશ્આર કે કાવ્યપંક્તિઓને સારી પેઠે રજૂ કરવાની ફરમાઇશ ન કરે. અલ્લાહમય બની રહે. (મકતૂબાત : પેજ : ૨૭૦–૭૧)

હઝરત ખ્વાજા બુઝુર્ગ મહા વિદ્વાન હતા. આપે લખેલ પુસ્તકો અને કાગળોમાં મઅરિફતના અનેકાનેક નુકતા સમાયેલા છે. કેટલાક વિદ્વાનો કહે છે કે, આપે સત્તર સો જેટલા પુસ્તકો લખ્યાં છે. જો કે ઘણી ખરી કિતાબો કે પત્રો હવે અપ્રાપ્ય છે. મઅદનુલ મઆની, મુખ્ખુલ મઆની, રાહતુલ કુલૂબ, ખ્વાને પુરનેઅમત, બરાઅતુલ મુહક્કિકીન વગેરે આપની જાણીતી કૃતિઓ છે. પત્રોના પણ અનેક ગ્રંથો છે, જેનો

જુદા–જુદા મહાનુભાવોએ સંગ્રહ કર્યો છે. વળી ફવાઈદે રુકની, અકાઈદે શરફી, અજૂબહ જેવી મઅરિફતનો માર્ગ બતાવતી આપની કૃતિઓ છે. આપના પત્રો : મકતૂબાત બહુ લોકપ્રિય છે. હઝરત શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે; 'ઊરા તસાનિફે આલીસ્ત, અઝ જુમ્લહ તસાનીફે ઊ મકતૂબાત મશ્હૂર વ લતીફ તરીનસ્ત !' (અખ્બારુલ અખ્યાર)

ખ્વાજા બુઝુર્ગ હઝરત શરફુદ્દીન અહમદ મુનીરી (રહ.) તસવ્વુફમાં બે બાબતોને અતિ જરૂરી લેખે છે. ઈલ્મ અને શરીઅતની પાબંદી. આપ લખે છે કે, તસવ્વુફનો મારગ પકડનાર સૂફીએ કે સાલિકે ઈલ્મ વિના આ રસ્તામાં ડગ મૂકવો નહીં. કારણ ઈલ્મ વિના એ ભટકી જશે. ગાંડો બની જશે કાં તો દીનથી ફરી જશે. અલબત્ત, કેટલાક અવલિયાએ કિરામે ઈલ્મ હાસિલ કર્યો ન હતો, તે ઈલ્મથી વંચિત હતા, પણ તેમને ખાસ રહમતથી ફૈઝ મળ્યો હતો. આવા દાખલા બહુ ઓછા છે.

(ખ્વાને પુરનેઅમત, પેજ : ૬–૭)

એ રીતે શરીઅત વિના સુલૂકના રસ્તામાં પગ મૂકવો જહાલત અને હલાકત છે. શરીઅતથી તરીકત અને તરીકતથી હકીકત માલૂમ પડે છે. સાલિક જો શરીઅતથી વાકેફ ન હોય તો તરીકત અને હકીકતની વાકેફગારી હાસિલ કરી શકતો નથી.

તવ્હીદ, તહારત, નમાઝ, રોઝા, હજ, ઝકાત, જિહાદ તેમ

જે કામો કરવાનો હુકમ આપવામાં આવ્યો છે તે કામો બજાવી લાવવાં ને જે કામોની મનાઈ કરવામાં આવી છે તે કામોથી અળગા રહેવું એનું નામ શરીઅત છે, જ્યારે અવામિર અને નવાહીની તહકીક અને એમની રોશનીમાં અંતરની સફાઈ, અખ્લાકની પવિત્રતા ને નફસની પાકીઝગીને તરીકત કહે છે. શરીઅતનો સંબંધ જાહેરી બાબતો સાથે જ્યારે તરીકતનો સંબંધ બાતિની સાથે છે. દાખલા તરીકે કિબ્લા ભણી મોં કરીને નમાઝ પઢવી શરીઅત છે, પણ નમાઝમાં અલ્લાહથી દિલ લગાવવું તરીકત છે. નમાઝની જગાને નાપાકીથી સ્વચ્છ કે પાક રાખવી એ શરીઅત છે, જ્યારે દિલને માનવસહજ ગંદકીઓ અને ખરાબીઓથી પાક રાખવું એ તરીકત છે. મુબાહાત અપનાવવાં શરીઅત છે, પણ એમાં કમી કરતાં રહેવું એ તરીકત છે. શરીઅત વિના તરીકતના રસ્તે જવું એ તો દાદર કે સીડી વિના માળ પર ફલાંગવા જેવું છે. શરીઅતથી તરીકત અને તરીકતથી હકીકત હાસિલ થાય છે. ઈલ્મે હકીકત ત્રણ બાબતોને આવરી લે છે : ૧. અલ્લાહ તબારક વ તઆલાની ઝાત અને તેની વહદાનિય્યતનો ઈલ્મ. ૨. અલ્લાહ તઆલાની સિફાત અને તના અહકામનો ઈલ્મ અને ૩. તેનાં કામો અને હિકમતોની જાણકારી.

આ સઘળું જાણ્યા પછી સાલિક, આરિફ કહેવાય છે, પણ શરીઅત વિના હકીકત ઝન્દિકહ અને હકીકત વિના શરીઅત નિફાક છે. અમુક વર્ગ કહેતો હોય છે કે, હકીકતનો કશ્ફ થઈ

જાય તો શરીઅતની જરૂરત રહેતી નથી. હઝરત ખ્વાજા સાહેબ આવા એ'તિકાદ અને મઝહબને ધિક્કારે છે. આપ માનવંત અલ્લાહ તઆલાની કિતાબ, સુન્નહ અને ઈજમાએ ઉમ્મતને અનુસરવાનો બોધ આપે છે અને આ બાબતોને હર હાલમાં જરૂરી માને છે. (મઅદનુલ મઆની)

આપનો એક પત્ર છે :

**હર બલા કીં કવમે રા હક દાદહસ્ત,**

**ઝેરે આં ગંજે કરમ બિનિહાદહસ્ત !**

(અલ્લાહ તઆલાએ કોમ પર જ્યારે ય કશી આફત—બલા નાખી છે, ત્યારે એ બલા પાછળ તેનાં કરમ—કૃપાનો એક મહા ખજાનો ય તેણે છૂપાવી રાખ્યો હોય છે.)

મારા માનવંત ભાઈ ઈમામ મુઝફ્ફરને મારા સલામ—દુઆ.

તમારે પોતાનાં કામમાં હિંમતપૂર્વક મરદાનગીથી લાગેલા રહેવાનું છે. બલાઓ—આફતોની ભરમારને લઈને કે પ્રકાર પ્રકારની દુ:ખદાયક ઘટનાઓ કે કસોટીઓને કારણે કામમાં ઉણપ ન આવે તે જોજો. સાલિકના મારગમાં તો આવું થવાનું જ.

ઓ ભાઈ ! અઝમતે અંબિયા (અલયહિમુસ્સલામ) વિશે ય અલ્લાહ પાક તરફથી એક સરખો વર્તાવ કે વલણ નો'તાં. અલ્લાહ તઆલા પોતાના બંદાને કયે રસ્તે ખુશનસીબી અતા

ફરમાવશે તે કહી શકાય નહીં. નેઅમતને રસ્તે, મુહબ્બતને રસ્તે, મહેનતને રસ્તે, દેણગીને રસ્તે કે આફત–મુસીબતને રસ્તે ! પયગંબર હઝરત મૂસા અલયહિસ્સલામને જન્મ પછી તન્નૂરમાં ફેંકી દેવાયા. પછી પેટીમાં મૂકી દરિયામાં છોડી દેવાયા. દુશ્મનોના હાથે જઈ ચડયા. આપે એક કિબ્તીને મારી નાખ્યો. આ ખૂન પછી આપને વતનથી દૂર કરી દેવાયા. દસ વરસ સુધી ઘેટાંબકરાં ચરાવતા રહયા. એક વાર અંધારી રાત હતી. કાળાં ભમ્મર વાદળો ચઢી આવ્યાં. વીજળી ઝબૂકવા લાગી. વરૂઓ ને હિંસક પશુઓ જંગલોમાંથી બહાર આવ્યાં. તે જોઈ ઘેટા–બકરાં નાસી છૂટયાં. શોધવા જતાં પયગંબર સાહેબ રસ્તો ભૂલી ગયા. આવા કઠિન સંજોગોમાં આપનાં પત્નીને પ્રસૂતિની પીડા ઉપડી ! સખત ઠંડી હતી. ટાઢોબોર પવન સુસવાટા મારતો હતો. આંગ શોધવા લાગ્યા કે બળતું કરી ટાઢ ઉડાડે, પણ ક્યાંય આગ મળતી નથી. પાસેનું ચકમક ઘસતા હતા, પણ એમાંથી તણખો સરખો ય ઝરતો ન હતો. ચોકોરથી લાચાર થઈ ગયા. પોતાને વિવશ અને નિઃસહાય માની વિચારમાં ગરગાવ હતા ત્યાં એકાએક આગ જોઈ ! આગ લેવા પહાડી પર દોડી ગયા તો ત્યાં જુદું જ કૌતુક થયું ! અલ્લાહ તઆલાનો ઈરશાદ થયો, **'ઇન્ની અ–ન રબ્બુ–ક, ફખ્લઅ્ નઅ્લૈક......** ઓ મૂસા ! હું તમારો રબ છું. તમારા પગરખાં ઉતારી નાખો. તમે અહીં એક પાક સ્થાન, તુવામાં છો. મેં તમને

ચૂંટી કાઢયા છે, તો જે કંઈ વહી અપાય છે તે સાંભળો !'

(સૂરએ તાહા : ૧૧–૧૨)

"તો ભાઈ, અલ્લાહની મખ્લૂક દરમિયાન જે કાંઈ બની રહયું છે એમાં અલ્લાહપાકનો જરૂર કોઈ ભેદ છે."

એક પત્રમાં આપ લખે છે, "જ્યાં સુધી માણસનો આત્મા પ્રકાશમય ન બને ને પોતાના સર્જનહારને ન ઓળખે, તેને પોતાના માલિક–ખાલિક ભણી જવાના મારગની સૂજ ક્યાંથી પડે ? ! માણસને જ્યારે પોતે કોણ છે એનું ખરું ભાનસાન થાય ત્યારે બેઉ જગતનો મર્મ એણે જાણી લીધો માનજો ! વધુ શું લખવું ? જ્યારે અલ્લાહમાં તમે દિલ પરોવો, મને પણ ઈમાનભરી દુઆઓ વડે યાદ રાખજો."

એક પત્રમાં વળી છે, "જુઓ તો, અલ્લાહ પાકનાં કરમકૃપાનાં દ્વાર ખુલ્લાં છે, જાણે દસ્તરખ્વાન પાથરેલું જ છે. ઉતાવળ કરો ને પોતાને પામી લો–ઓળખી લો. ઓ ભાઈ, માનવી શું ને માનવીની તલબ શું ? ! પણ અપાર કરમકૃપા ન તો આકાને છોડે છે, ન ગુલામને, ન અમીરને, ન ગરીબને. જેમ સૂરજ ક્ષિતિજેથી નીકળે છે, ત્યારે દુનિયાવાળા જો એના પ્રકાશપુંજમાંથી એક કિરણને ય પોતાની મુઠીમાં સમાવી લેવા મથે તો સમાવી શકશે નહીં, પણ સૂરજ પોતે પોતાની ઉદારતા ને સખાવત બધે વેરતો ચાલે છે. તે રાજાના મહેલો પર, અમીરોની મેડીઓ પર ચમકે છે તેમ ફકીરો અને

નિઃસહાયોનાં ઝૂપડાં–ખોરડાંને ય રોશન ને પ્રકાશમાન કરે છે. તમે ખાકપાણીને ન જુઓ. આ દોલત અને ખુશનસીબીઓને જુઓ કે, '**યુહિબ્બુહુમ વ યુહિબ્બુનહૂ** : અલ્લાહ તેમને ચાહે છે, ને તેઓ અલ્લાહને ચાહે છે.' (સૂ. માઈદહ : ૫૪) ઈરશાદ થયો ને એક સ્થળે ફરમાવે છે, **અલ્લાહુ વલિય્યુલ્લઝી–ન આમનૂ** : અલ્લાહ તઆલા ઈમાન–વાળાઓનો મદદગાર છે.' (સૂ. બકરહ : ૨૫૭)

અન્ય સ્થળે ઈરશાદ છે, '**વ સકાહુમ રબ્બુહુમ** : એમનો રબ એમના દિલોને પાક કરી દે એવો શરાબ પાશે. (સૂરએ દહ્ર : ૨૧) મુકર્રબ ફરિશ્તાઓને ય એ ઈઝઝત, એ માનપાન હાસિલ નથી થયાં, જે તમને હાસિલ છે. મલાઈકહ–ફરિશ્તા અલ્લાહની નઝદીકી પામેલા છે, મા'સૂમ છે, પાક છે, મુકદસ છે, બહુ બહુ તસ્બીહ કરનારા, અલ્લાહ તઆલાની પવિત્રતા બયાન કરનારા ને મહા રૂહાની છે, પણ ખાકના આ પૂતળા (ઇન્સાન)નો તો મામલો જ નિરાળો છે !"

હિજરી સન ૭૮૨ ના શવ્વાલની ૬ તારીખે આ મહા દુરવેશ હઝરત શૈખ શરફુદીન અહમદ મુનીરી (રહ.) આ ફાની દુનિયા છોડી ગયા. એ દિવસે સવારની નમાઝના સમયથી જાણે આખિરતના સફરની તૈયારી શરૂ કરી. મુરીદોને પાસે બોલાવતા. કોઈને ગળે વળગાડતા. કોઈની સાથે મુસાફહ કરતા એટલે કે હાથ મેળવતા. કોઈની દાઢી ચૂમતા. કોઈને હેતથી

બગલમાં દબાવતા. કોઈને દુઆઓ દેતા, તો કોઈને ખાસ વસિય્યતો કરતા. વારંવાર કલામે પાકની આયતો અને કલિમહ પઢતા. મગરિબ વખતે વુઝૂ કરીને નમાઝ અદા કરી. નમાઝ પછી કલિમ-એ તય્યિબહ પઢતા રહયા. ફરી મુનાજાતભરી દુઆઓ પઢયા અને ઉમ્મતે મુહમ્મદી માટે દુઆ કરતાં કરતાં **લા ઇલા-હ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ** કહીને આ ફાની દુનિયાથી વિદાય થયા. જનાઝહની નમાઝ જાણીતા બુઝુર્ગ હઝરત સૈયિદ અશરફ જહાંગીર સમનાની (રહ.)એ પઢાવી. આપનો મઝાર બિહાર શરીફમાં છે.

રહમતુલ્લાહિ અલયહ !



# હઝરત સૈયિદ મુહમ્મદ ગેસૂદરાજ

## (રહમતુલ્લાહિ અલયહ)

આબરૂવંત નામ સૈયિદ મુહમ્મદ હોઈ સૌ આપને ખ્વાજા બંદાનવાઝ અને ખ્વાજા ગેસૂદરાજ કહે છે.

ખ્વાજા ગેસૂદરાઝ : 'લાંબા વાળાવાળા ખ્વાજા.' ઉપનામ પડવાનું કારણ એમ બન્યું કે એક વાર આપ, અન્ય મુરીદો સાથે પોતાના પીરોમુર્શિદ હઝરત શૈખ નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ની પાલખી ઊંચકીને જઈ રહયા હતા. આપના

વાળ લાંબા હતા. તે પાલખીના હાથામાં ગૂંચવાય ગયા. પાલખી લઇને દૂર જવાનું હતું. વાળ ગૂંચવાય જવાથી આપને તકલીફ થઇ રહી હતી, પણ પીરોમુર્શિદનાં ઇશ્ક–મુહબ્બતમાં ચૂપ રહયા. તા'ઝીમ ખાતર પાલખીને ઊંચી–નીચી ય થવા ન દેતા. હઝરત પીરોમુર્શિદને આની જાણ થઇ તો પોતાના મુરીદની આવી અકીદતથી બહુ રાજી થયા ને એ વખતે આપને મોઢેથી આ પંક્તિ નીકળી :

**હર કિ મુરીદે સૈયિદ ગેસૂદરાઝ શુદ,**
**વલ્લાહ ખિલાફ નેસ્ત કિ ઉ ઇશ્ક બાઝ શુદ !**

બંસ, એ પ્રસંગથી આપ 'ગેસૂદરાઝ' ઉપનામે પ્રખ્યાત થયા.

આપનો વંશીય સિલસિલો હઝરત ઇમામ હુસૈન બિન અલી (રદિ.)ને મળે છે. આપના વડવા હિરાતથી દિલ્હી આવેલા. હિ.સ. ૭૨૧માં દિલ્હી મુકામે આપનો જન્મ થયો.

સુલ્તાન મુહમ્મદ તુગલકે પોતાની રાજધાની દિલ્હીથી દેવગીરી ખસેડી ત્યારે આપ ચાર વર્ષના હતા. પોતાના પિતાજી સાથે દેવગીરી જઇ રહયા. આપ બચપણથી જ દીનદાર હતા. વુઝૂ અને નમાઝની ઘણી કાળજી રાખતા. આ જોઇ નાનાં–નાનાં છોકરાં ય આપની તા'ઝીમ કરતા. વુઝૂ કરવા આપને માટે પાણીનો ઘડો ભરી લાવતા.

આપ દસ વરસના હતા કે આપના પિતાજી દોલતાબાદ મુકામે ગુજરી ગયા ને ત્યાં જ દફન થયા. આથી આપે પ્રાથમિક તા'લીમ પોતાના નાના પાસેથી મેળવી. જ્યારે ઉચ્ચ તા'લીમ અન્ય ઉસ્તાદો પાસેથી. પોતાના પિતાજી અને નાના પાસેથી આપ, મહા બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) તથા હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ની વાતો રોજ સાંભળતા. આથી બચપણથી જ માનવંત ખ્વાજગાને ચિશ્ત પ્રત્યે આપના દિલમાં ઘણી અકીદત વસી ગઇ ને આપના હૃદયમાં હઝરત ચિરાગે દેહલી (રહ.)ના દીદાર ને મુલાકાતની તમન્ના જન્મી.

આપનાં અમ્માજી હિ. સ. ૭૩૬ માં દોલતાબાદ બાળ–બચ્ચાં સાથે દિલ્હી આવ્યાં એ વખતે આપ પંદર વરસના હતા. એક વાર આપ જુમ્આની નમાઝ પઢવા માટે સુલ્તાન કુત્બુદ્દીનની જામિઅ મસ્જિદમાં ગયા. ત્યાં હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ને દૂરથી જોયા. તે માનવંતના ચહેરા મુબારકના જમાલ અને અનવાર જોઇ દંગ રહી ગયા ! ફરી ૧૬ રજબ ૭૩૬ ને રોજ પોતાના મોટાભાઇ સૈયિદ ચંદન સાથે હઝરત ચિરાગે દેહલી (રહ.)ના મુરીદ થયા.

શરીઅતના હુકમોની આપ બહુ કાળજીપૂર્વક પાબંદી કરતા ને ઝિક્ર–ફિક્રમાં વખત પસાર કરતા. ફરી શેરખાન વિસ્તારના એક મકાનના ઓરડામાં રોકાઇ, મુરાકબામાં પરોવાયા. એ

સ્થળે આપે દસ વરસ સુધી રિયાઝત કરી. સાથે સાથે મવલાના કાઝી અબ્દુલ મુક્તદિર પાસેથી ઈલ્મ પણ હાસિલ કર્યો. એકવાર પીરોમુર્શિદની સેવામાં અરજ કરી કે હવે જાહેરી ઈલ્મ છોડીને બાતિની ઈલ્મની તા'લીમ લેવામાં પરોવાયેલો રહું, પણ માનવંત મુર્શિદે ફરમાવ્યું, 'હિદાયા, રિસાલએ શમશિય્યહ, મિસ્બાહ અને કુશ્શાફ બહુ ધ્યાનપૂર્વક શીખો. તમારાથી કામ લેવાનું છે.' અંતે એ તા'લીમ પૂરી કરીને સખત તપસ્યામાં પરોવાયા.

હઝરત શૈખ ખ્વાજા નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)એ પોતાના આ લાયક મુરીદમાં રહેલી ખૂબીઓ પારખી હતી. એક વેળા ફરમાવવા લાગ્યા, 'સત્તર વરસના આ છોકરાએ મારા દિલમાં એક હલચલ પેદા કરી દીધી, ને મને આગલો જમાનો યાદ કરાવી દીધો.' માનવંત શૈખ સાહબનું હેત રોજે-રોજ વધતું ચાલ્યું. એક વાર પોતે શેરખાન વિસ્તારમાં ગયા ને પોતાના વહાલા મુરીદને થોડાક રૂપિયા નજરાણા રૂપે પેશ કર્યા. એ પછી હઝરત ગેસૂદરાઝ (રહ.)ની ઘણી ખ્યાતિ થઈ. કમાલવાળા સૂફીઓ કહેવા લાગ્યા, 'આ શખ્સ તો જુવાનીમાં જ પીરાને વાસિલનો દરજો પ્રાપ્ત કરી લીધો !'

કઠિન તપસ્યાઓ પછી પીરોમુર્શિદની સેવામાં રહેવા લાગ્યા. તે માનવંતને વુઝૂ ય કરાવતા. પીરોમુર્શિદ આપનાથી બહુ રાજી હતા. એકવાર ફરમાવ્યું, 'સૈયિદ મુહમ્મદ ! આ

કામને મારા વતી કબૂલ કરો. એટલે કે લોકોને બયઅત કરતા રહો. આપે હકારમાં માથું નમાવ્યું. હઝરત પીરોમુર્શિદ પૂછવા લાગ્યા, 'તમે આ વાતનો સ્વીકાર કર્યો કે ?' આપે ઉત્તર દીધો, 'જી, મૈં સ્વીકાર કર્યો.' એ પછી માનવંત પીરોમુર્શિદે બે વસિય્યતો કરી : (૧) જાહેરી વિર્દ–વઝાઇફ છોડશો નહીં અને (૨) મારા સંબંધીઓ સાથે ભલપણ દાખવજો ને તેમના પ્રત્યે ઉદારતાભર્યું વર્તન કરજો.

આબરુવંત પીરોમુર્શિદ હઝરત શૈખ નસીરુદ્દીન ચિરાગે દેહલી (રહ.)ની જયારે વફાત થઈ તો હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.)એ એ માનવંતને ગુસલ દીધું. જે પલંગ પર આપને ગુસલ આપવામાં આવેલું તેની દોરીઓ પલંગેથી છોડીને પોતાની ગરદન પર ભેરવીને આપ ફરમાવવા લાગ્યા, 'આ મારો ખિરકહ છે.' હઝરત પીરોમુર્શિદની વફાત પછી આપ, તે માનવંતના જાંનશીન થયા.

(સિયરે મુહમ્મદી : પેજ : ૨૪–૨૫)

દિલ્હીના ઉલમાએ કિરામ પણ આપના પ્રત્યે ઘણી અકીદત રાખતા. એકવાર એવું બન્યું કે, મવલાના હુસૈનની બહેનના જમાઈએ આપ માનવંત પ્રત્યે ખરાબ અકીદત દાખવી. મવલાના હુસૈનને તે કહેવા લાગ્યા, 'આપ સૈયિદ મુહમ્મદના મુરીદ શાને થયા હશો ?' તેમણે ઉત્તર દીધો, 'તમે હઝરત સૈયિદ મેહમૂદ ગેસૂદરાઝને જોયા નથી. તે માનવંતને

તમે એકવાર જોતે તો ખબર પડતે કે તે હઝરત કેવા મહા જ્ઞાનવાળા બુઝુર્ગ છે.'

બીજા દિવસે મવલાના હુસૈન તે ભાઈને સાથે લઈને હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.)ની ખિદમતમાં હાજર થયા. આપ માનવંત તખત પર બિરાજમાન હતા. માથે અમામો હતો ને હાથમાં ચામડાનો બનેલો લાલ પંખો. પેલા અશ્રદ્ધાળુ ભાઈને મનમાં વિચાર આવ્યો કે જો એ માનવંત નેઅમતવાળા બુઝુર્ગ છે તો પોતાની પાસેનો પંખો અને અમામો મને આપી દેશે. હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.)ને કશ્ફથી એ માણસના વિચારોની જાણ થઈ ગઈ. ફરમાવવા લાગ્યા, 'મવલાના સાહેબ, સાંભળો ! બગદાદમાં એક બાજીગર હતો. તેની પાસે એક ગધેડો હતો. લોકો એનો તમાશો જોવા ટોળે વળતા. બાજીગર ગધેડાની આંખોએ પાટો બાંધી લોકોને કહેતો, 'જુઓ, આ ગધેડો ચોરને પંકડી પાડશે.'

એ પછી તમાશબીનોમાંનો કોઈ માણસ તમાશો જોવા ઊભેલા લોકોમાંથી એકાદ શખ્સની કશી વસ્તુ લઈને પોતાની પાસે સંતાડી દેતો. તમાશો દેખાડનાર બાજીગર ગધેડાની આંખે બાંધેલી પટી ખોલી ગધેડાને કહેતો, 'ફલાણા માણસની વસ્તુ કોઈએ ચોરી લીધી છે. તું ચોરને પકડી પાડ !' ગધેડો ભેગા થયેલા લોકોને વારાફરતી સૂંઘતો. જ્યારે તે ચોર પાસે પહોંચતો તો ચોરના પહેરણનો છેડો દાંતો વડે પકડીને

બાજીગર પાસે ખેંચી લાવતો. લોકો ગધેડાની આવી કાબેલિય્યત જોઇ ખૂબ રાજી થતા ને ગધેડાને શાબાશી આપતા.

આ વાત વર્ણવીને હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.) ફરમાવવા લાગ્યા, 'મહા મુશ્કેલી છે. જો કોઇ કરામત જાહેર કરે તો આ ગધેડા જેવો લેખાય ને કરામત જાહેર ન કરે તો લોકો એને નેઅમત વિનાનો કહે !' એ પછી આપે પોતાનો અમામો અને પંખો પેલા માણસને આપી દીધો, પછી ફરમાવવા લાગ્યા, 'લો, આ લઇ જાવ !' તે માણસ તો આભો જ બની ગયો ને એ જ વખતે બયઅત કરીને અલ્લાહના ઝિક્રમાં પરોવાયો.

લગભગ ૪૪ વરસ દિલ્હીમાં રહયા પછી તીમૂરના હુમલાના જમાનામાં એટલે કે હિ. સ. ૮૦૧ માં આપ, ગુલબર્ગ શરીફ જતા રહયા. દિલ્હીથી ગુલબર્ગ જતાં રસ્તામાં બહાદુરપુર, ગવાલિયર, ભાંદેર, ચંદેરી, ખંભાત, વડોદરા, સુલ્તાનપુર અને દોલતાબાદ વગેરે સ્થળોએ આપે મુકામ કરેલો. લોકો ટોળે ને ટોળે આવકાર આપવા ને મુલાકાતનું સદ્ભાગ્ય પામવા આવતા. ભાંદેર, ખંભાત અને દોલતાબાદના હાકેમો પણ આવ્યા. ખાસ અને આમ : સામાન્ય લોકો તેમ અમીરઉમરાવો, અધિકારી વર્ગ સૌ બયઅત કરી સદ્ભાગ્ય પામતા. માનવંત હઝરત તે સૌને તેમની કક્ષા અનુસાર બોધ દેતા. સન્માર્ગે ચાલવા અનુરોધ કરતા. ચંદેરીના મુફતીના

દીકરા કાઝી ખ્વાજગી જે ઘણા ઈલ્મવાન બુઝુર્ગ હતા, બયઅત માટે હાજર થયા. બયઅત પછી ઝિક્રની તલકીન કરવા તેમણે અરજ કરી તો માનવંત હઝરત ફરમાવવા લાગ્યા, 'ઝિક્રની તલકીન માટે મારી ખાસ પ્રણાલિકા છે. ઝિક્રનો તલબગાર જંગલમાં જઈને પોતાને માથે લાકડાં લઈ આવે તો હું તેને ઝિક્રની તલ્કીન કરું છું. તમે પોતે શૈખ છો, શૈખના દીકરા છો. અહીંના સદર—અગ્રણી છો. જંગલમાંથી લાકડાં લાવી શકશો કે ?'

તારીખે ફરિશ્તામાં છે કે, જ્યારે આપ ગુલબર્ગ નજીક પહોંચ્યા તો સુલ્તાન ફિરોજ પોતાના કુટુંબ, અમીર ઉમરાવો, દરબારના ઉલમા, સાદાત તથા શાહી લશ્કર સાથે આપનું સ્વાગત કરવા આવ્યા અને અતિ માન ને અદબ સાથે આપને ગુલબર્ગ લાવ્યા.

સુલ્તાન ફિરોજશાહ બહમની ગુજરી ગયો તો એનો વારસદાર સુલ્તાન અહમદશાહ, હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.) પ્રત્યે ઘણી અકીદત રાખતો. ગાદીએ આવતાં પહેલાં ય તે આપની સેવામાં હાજર થતો. આપ માનવંત માટે તેણે ખાનકાહ પણ બંધાવી. વળી, ખાનકાહના દુરવેશો માટે તે પ્રકાર પ્રકારની ભેટસોગાત મોકલતો. ઈતિહાસકાર ફરિશ્તા નોંધે છે કે, હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.)ની દુઆઓની

બરકતથી તે તાજતખ્તનો માલિક બનેલો.

માનવંત હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.) બહુ કાળજીપૂર્વક શરીઅતની પાબંદી કરતા. સિયરે મુહમ્મદીના કર્ત્તા લખે છે કે, કવચિત માનવસહજ વૃત્તિઓને કારણે આપના દિલમાં કશું શરીઅત વિરુદ્ધનું કામ કરવાનો ખતરો પેદા થતો તો ગેબી શક્તિ (અલ્લાહ દીધી તવફીક) આપને અટકાવતી. (પેજ : ૩૭–૩૮) સુલતાન અહમદશાહ પણ આપના સહવાસની બરકતથી શરીઅતનો પાબંદ થયો. પોતાના રાજશાસનના દિવસોમાં ય તે શરીઅત પ્રમાણે જીવન બસર કરવા પર ખૂબ ભાર મૂકતો. રૈયતને પણ શરીઅતે મુહમ્મદી પર અમલ કરવા અનુરોધ કરતો.

દક્ષિણ હિંદના લોકોમાં હઝરત સૈયિદ ગેસૂદરાઝ (રહ.)ને અસાધારણ લોકપ્રિયતા મળી ને લાંબા સમય સુધી આપનાં ફૈઝ–બરકતના કલ્યાણમય ઝરણાથી લોકો તૃપ્ત થતા રહયા. અખ્બારુલ અખ્યારના કર્ત્તા નોંધે છે કે,....'**બ દયારે રફત વ કુબૂલીયે અઝીમ યાફત. એહલે ઈં દયારે મુતીએ ઊ ગશતન્દ.**'

(પેજ : ૧૨૩)

આપ માનવંત, કોઈને બયઅત કરતા તો તેના હાથ પર પોતાનો બરકતવંતો હાથ મૂકી ફરમાવતા, 'તમે, મુજ ઝઈફ સાથે ઝઈફના ખ્વાજા અને અને વળી, ઝઈફના ખ્વાજાના ખ્વાજા સાથે તેમ આ સિલસિલાના બીજા મશાયખ સાથે અહદ કર્યો

છે કે, તમે પોતાની નજર નીચી રાખશો, ને પોતાની જીભની હિફાઝત કરશો. શરીઅતના નીતિનિયમો પર કાયમ રહેશો. તમે આ વાતો કબૂલ કરી કે ?' મુરીદ અરજ કરતો, જી કબૂલ કરી—તો આપ 'અલ્હમ્દુ લિલ્લાહ' કહેતા. ફરી મુરીદના જમણા તથા ડાબા કાન પાસેના થોડા થોડા વાળ કાપી લેતા, ને તેને ટોપી પહેરાવતા. ફરી મુરીદને બે રકા'ત નમાઝ પઢવા કહેતા. તે નમાઝ પઢવા જતો તો આપ ફરમાવતા, 'આ માણસે જો સાચા દિલથી તોબા કરી હશે તો એનું નામ તવબા કરનારાઓની યાદીમાં લખાશે અને કિયામતને દિવસે તવબા કરનારાઓ સાથે એને બદલો મળશે.' મુરીદ નમાઝ પઢીને આવતો તો તેને પાંચ વખતની નમાઝ જમાઅત સાથે અદા કરવા તાકીદ કરતા. જુમ્આનું ગુસલ અને જુમ્આની નમાઝની પાબંદી કરવા પણ ભારપૂર્વક જણાવતા. ફરી જુદા જુદા વખતે પઢવાની નફિલ નમાઝો તથા વિર્દવઝાઈફ શીખવતા. દર મહિને અય્યામે બયઝના રોઝા રાખવાની હિદાયત પણ કરતા. આ બધી સૂચનાઓ કર્યા પછી ફરમાવતા, 'જેમ એક સૈનિક માટે તીર—તલવાર, ઢાલ વગેરે જરૂરી છે તેમ એક સૂફી માટે આ બધી વાતો પર અમલ કરવાનું જરૂરી છે. નહિતર, એને કશો ફાયદો નહીં થાય.' (જવામિઅલ કલિમ, પેજ : ૩૬—૩૭)

કોઈ ઓરતને મુરીદ કરતા તો એક મોટા પ્યાલામાં પાણી લાવવામાં આવતું. એમાં આપ પોતાની શહાદતની આંગળી

મૂકતા. ફરી તે ઓરત પોતાની શહાદતની આંગળી એ પાણીમાં રાખતી. એ પછી બયઅત કરતા. ઓરત પ્યાલામાંનું પાણી પી જતી. રૂમાલ કે કપડાનો છેડો તે બહેનના માથે મૂકવામાં આવતો. પરદાદાર ઓરતની આગળ આડરૂપે એક ચાદર તાણી દેવાતી. પાણીનો પ્યાલો વચમાં મૂકવામાં આવતો અથવા તો તેના કોઈ મહરમને વકીલ બનાવતા. તેના દ્વારા બયઅત કરતા.

આપ ફરમાવતા, 'અલ્લાહને રસ્તે ચાલનારે હંમેશા વુઝૂ સાથે રહેવું, દરેક ફર્ઝ નમાઝ માટે તાજું વુઝૂ કરવું ઉત્તમ છે. વુઝૂ પછી બે રકા'ત નમાઝ તહિય્યતુલ વુઝૂ પઢે. વુઝૂ વગર સૂએ નહીં. રાતે જાગી જાય તો વુઝૂ કરીને બે રકા'ત નમાઝ પઢે. વુઝૂ કરતી વેળા કોઈની સાથે વાતચીત ન કરે. વુઝૂના અંગોઉપાંગો કાળજીથી ધૂએ.'

દરેક નમાઝ, એનો વખત શરૂ થતાં જ પઢી લે, વિલંબ ન કરે. વળી, ઈશરાક, ચાશ્ત વગેરે નમાઝો પણ પાબંદીથી પઢે. ઝવાલ વેળા થોડીવાર આરામ કરવો ઉચિત છે. એથી રાતની ઈબાદત કાજે જાગવામાં સરળતા રહે છે. રાતને ત્રણ ભાગમાં વહેંચી દેવી. પહેલા ભાગમાં વિર્દવઝાઈફ કરવા, બીજા ભાગમાં સૂવું અને ત્રીજા ભાગમાં ઝિક્ર અને મુરાકબા કરવાં. સાલિકોની ઊંઘ પણ ખાસ પ્રકારની છે. તેઓ સૂએ તો બેખબર બનીને ન સૂએ. સૂતી વખતે વિચારે કે ઊંઘ અલ્લાહની તવફીકથી છે, ને

અલ્લાહ કાજે છે, અલ્લાહ તરફથી છે. અલ્લાહ તઆલાને ભૂલાવી દે એવી ઊંઘ આવકારદાયક નથી. જાગૃતાવસ્થામાં ય જેની જાણ નથી થતી એવી વાતોની અમુક સૂફિયાએ કિરામને ઊંઘમાં જાણ થતી હોય છે.

વધુ ખાવા–પીવાથી ઊંઘ વધુ આવે છે. આથી ઈબાદત અર્થે જાગનારે ઓછું ખાવું–પીવું. રાતના આખરી ભાગે ઉઠીને તહજ્જુદ પઢવી. તહજ્જુદ પછી વિર્દવઝાઈફ, કલામે પાકની તિલાવત, ઝિક્ર–મુરાકબામાં પરોવાવું. મુરાકબા એક પ્રિય પ્રવૃત્તિ છે. કોઈ સાલિક કમાલિય્યતને દરજે પહોંચે તો ય પોતાના વિર્દવઝાઈફ છોડે નહીં.

રોઝા પણ તસવ્વુફનો એક રુકન છે. આથી સૂફી માટે રોઝા રાખવા જરૂરી છે. રોઝાથી નફસ પરાજિત થઈ કાબૂમાં રહે છે, ને એનામાં ગર્વ કે મોટાઇ નથી આવતાં.

અલ્લાહને રસ્તે ચાલનારે કમ ખાવું, ખાતી વેળા દરેક કોળિયે બિસ્મિલ્લાહ.... કહે. સૂરએ ફાતિહા ય પઢે. જે કાંઇ ખાય, હલાલ જ ખાય. રોટીના ટુકડા કરી–કરીને દસ્તરખ્વાન પર વેરે નહીં. રોટી કાં તો આખી ખાય કાં તો અડધી. ધરાય ધરાયને ખાવાને બદલે થોડી ભૂખ બાકી રહે એટલે ખાવાનું મૂકી દે. જમ્યા પછી વારંવાર પાણી પી–પી ન કરે. ખાતી વખતે કે ખાધા પછી લોકો સામે ઓડકાર ન લે. વળી, મજલિસમાં દાંત ન ખોતરે.

કોઇ પણ મુરીદે પવિત્ર શરીઅતને તરીકત કે હકીકતની વિરુદ્ધ લેખવી નહીં. એ દરેક તો પરસ્પર ગાઢ રીતે સંકળાયેલ છે. અખરોટમાં જેમ ગર અને છોડાં પરસ્પર સંકળાયેલા–જોડાયેલાં છે એ રીતે જરૂરત પડયે સાલિક જિહાદમાં પણ ભાગ લે. અલબત્ત, અલ્લાહને રાજી કરવા ખાતર.

હઝરત ખ્વાજા સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.)એ અરબી અને ફારસીમાં અનેક પુસ્તકો લખ્યાં. સિયરે મુહમ્મદીના કર્ત્તાએ આપની અમુક કૃતિઓનાં નામ નોંધ્યા છે, જે પૈકી કેટલીક આ છે : ૧. મુલતકિત : સૂફીઓના રંગમાં કલામે પાકની તફસીર છે. ૨. તફસીરે કલામે પાક. (પાંચ સિપારા) ૩. હવાશિયે કુશ્શાફ. ૪. શરહે મશારિક : હદીસે પાકની જાણીતી કિતાબ મશારિકુલ અનવારનું વિવરણ. ૫. તર્જુમએ મશારિક. મશારિકુલ અનવારનો ફારસી અનુવાદ. ૬. શરહે મઆરિફ. ૭. શરહે આદાબુલ મુરીદીન. ૮. શરહે ફુસુસુલ હકમ : શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)ની જાણીતી કૃતિનું વિવરણ. ૯. ઈશ્કનામા : એની એક નકલ બંગાલ એશિયારિક સોસાયટીના પુસ્તકાલયમાં છે. ૧૦. સીરતુન્નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ૧૧. અસ્માઉલ અસરાર : તસવ્વુફ, સુલૂક અને મઆરિફમાં બહુ ઊંચા પ્રકારનું પુસ્તક લેખાય છે. ૧૨. રિસાલએ ઈસ્તિકામતુશ્શરીઅત : આ રિસાલામાં શરીઅત, તરીકત અને હકીકતની ચર્ચા છે. આ કૃતિનો ઉલ્લેખ ઈન્ડિયા

ઑફિસ–લાયબ્રેરી–લંડનના ફારસી હસ્તલિખિત ગ્રંથોની યાદીમાં છે.

બંગાલ–એશિયાટિક સોસાયટીની લાયબ્રેરીમાં આપની કેટલીક અન્ય હસ્તલિખિત ફારસી કૃતિઓ પણ છે. જેમ કે રિસાલા દર તસવ્વુફ, શરહે બયતે અમીર ખૂસરૂ (રહ.), રિસાલએ અઝકાર, વુજૂહુલ આશિકીન.

માનવંત હઝરતના મકતૂબાત એટલે કે પત્રોનો એક સંગ્રહ પણ ઉપરોક્ત લાયબ્રરીમાં છે. એ સંગ્રહમાં ૬૧ પત્રો છે. એનું સંપાદન આપના ભાગ્યવંત ખલીફા શૈખ અબુલ ફતહ અલાઉદ્દીન (રહ.)એ કરેલું.

વળી આપના મલ્ફૂઝાત : બોધવચનોના ચાર સંગ્રહોનો ઉલ્લેખ મળે છે. સિયરે મુહમ્મદીમાં છે કે, હઝરત ખ્વાજા સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.)ના મોટા દીકરા સૈયિદ મુહમ્મદ અકબરે મલ્ફૂઝાતના બે સંગ્રહ સંપાદન કરેલા. એક દિલ્હીમાં અને એક ગુજરાતના પ્રવાસમાં. આ સંગ્રહોનું નામ છે : જવામિઅલ કલિમ. એ સંગ્રહોને ઘણી લોકપ્રિયતા મળી. સ્વયં હઝરત પીરોમુર્શિદ (રહ.)એ પણ એ કામને આવકારેલું.

આપના એક લાયક મુરીદ કાઝી ઇલ્મુદીન બહરૂચીએ પણ ગુલ્બર્ગામાં હિ. સ. ૮૧૧ પછી મલ્ફૂઝાતનો એક સંગ્રહ સંપાદિત કરેલો.

હઝરત ખ્વાજા સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.)ના ભાગ્યશાળી ખલીફાઓ પૈકી કેટલાક મહાનુભાવોના નામ આ છે : મવલાના અલાઉદ્દીન ગવાલિયરી (શરૂઆતમાં સુલ્તાન મુહમ્મદ તુગલકના ગુરુ હતા.) શૈખ રુક્નુદ્દીન ખુંદમીર, કાઝી ઈસ્હાક મુહમ્મદ (છતરાના મુફતી હતા.) કાઝી મુહમ્મદ સુલયમાન, હઝરત સૈયિદ મુહમ્મદ અકબર વગેરે. (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન.)

ગુલ્બર્ગા શરીફમાં સતત બાવીસ વર્ષ હિદાયતનો સિલસિલો જારી રાખી ૧૦૪ વર્ષની ઉંમરે ફયઝ અને બરકાતનો આ ઝરો સંકેલાઈ ગયો. ૧૬ ઝીલકઅદહ, ૮૨૫ હિજરીને રોજ માનવંત હઝરત ખ્વાજા સૈયિદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.) આ ફાની દુનિયા છોડી ગયા.

ગુલ્બર્ગા શરીફ ખાતે આપનો મઝાર છે.

સૂફિયાએ કિરામ આપ માનવંતને 'મઅદને ઈશ્ક', 'મહબૂબે હક' તથા 'કુત્બુલ અકતાબે આલમ' જેવા ઉપનામોથી યાદ કરે છે.

રહમતુલ્લાહિ અલયહ !

**સમાપ્ત**

# ★ નમ્ર અપીલ ★

ઇલ્મી, ઈસ્લાહી અને તબ્લીગી વિવિધ કામગીરી અને સેવાઓ ધરાવતી આપણી આ નામાંકિત, બહુલક્ષી સંસ્થા દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ, મુ. પો. કંથારીઆ પોતાના દરેક વિભાગમાં કામિયાબ અને બેમિસાલ પ્રગતિ કરી રહી છે. જતે દિવસે તેનું કાર્યવર્તુળ વિશાળ થતું જાય છે, તેમ તેના ખર્ચ, જરૂરતો અને બજેટમાં પણ વધારો થાય એ સ્વાભાવિક અને દેખીતી બાબત છે. દારુલ ઉલૂમની કાયમી કોઈ આવક નથી. બસ, લોકોના સહકાર પર એનું ચક્ર ગતિમાન છે. આથી સામાન્યતઃ દરેક મુસ્લિમે અને ખાસ કરી દારુલ ઉલૂમના દર્દમંદ, ધગશી, સક્રિય સહાયકો અને એહસાનમંદોએ એની જરૂરતોને સંતોષવા, એના બજેટને પૂર્ણ કરવા કટિબદ્ધ થવું જોઈએ. એના માટે યોગ્ય સહકાર પૂરો પાડવા તત્પર રહેવું જોઈએ. તન, મન અને ધનથી સહાય કરી સંબંધિત વર્તુળમાં પોતાના વગ–વસીલાને કામે લગાડી તેને મદદ કરવાની તલ્કીન અને તશ્કીલ કરવી જોઈએ. એ જ વિનંતી, એ જ અપેક્ષા.

સહકારનો અભિલાષી,

**(મવ.) ઈસ્માઈલ અહમદ મનુબરી (સા.)**

(મુહતમિમ) ... ભરૂચ, મહમૂદનગર

મુ. પ... ૯૨૦૧૫

તા. જિ. ભરૂચ, (ગુજરાત–ઈન્ડિયા).